Huzur Deputy Collector
Surat.

# શરાફી વ્યવહાર.

અગર

# બેન્કીંગ.

Reg No 127

આ પુસ્તક
ધી બામ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટની,
ગુજરાત વિભાગી શાખાની સહકારી
સાહિત્ય કમિટિની સુચનાથી
તૈયાર કરવામા આવ્યુ છે.

---


લેખક તથા પ્રકાશક
વ્રજીવન છોટાલાલ જાદવ. બી એ
મેનેજીંગ ડીરેકટર.
સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેંક લી૦


---


ઇ૦ સ૦ ૧૯૨૬ વી૦ સ૦ ૧૯૮૨
પ્રથમ આવૃત્તિ પ્રત ૫૦૦


**કીંમત ચાર આના.**

## ગુજરાતના શેહેરો તથા કસ્બામાં કામ કરતી પીપલ્સ બેંકોના નામઃ—

૧ સુરત પીપલ્સ કો–ઑપરેટીવ બેંક લી.
૨ અંકલેશ્વર અર્બન કો–ઑપરેટીવ બેંક લી.
૩ જંબુસર પીપલ્સ કો–ઑપરેટીવ બેંક લી.
૪ ભરૂચ અર્બન કો–ઑપરેટીવ બેંક લી.
૫ ગોધરા સીટી કો–ઑપરેટીવ બેંક લી.
૬ રાંદેર પીપલ્સ કો–ઑપરેટીવ બેંક લી.
૭ બોરસદ પીપલ્સ કો–ઑપરેટીવ બેંક લી.
૮ ગુજરાત બ્રહ્મક્ષત્રીય કો–ઑપરેટીવ ક્રેડીટ સોસાયટી લી.
૯ વલસાડ પીપલ્સ કો–ઑપરેટીવ બેંક લી.



સુરત લીમડાચોકમાં આવેલા
"દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી.

હાલ જે પદ્ધતિ પર બેન્કીંગ કામકાજ ચાલી રહ્યું છે તેનું જ્ઞાન મેળવવા માટે ગુજરાતી ભાષામાં એક પણ પુસ્તક નથી; તેથી તે દિશામાં સાહિત્ય તૈયાર થવું જોઇએ એમ સૌ કોઇને સહેજ લાગશે.

બેન્કીંગના વિષય પર સાહિત્ય તૈયાર કરવાનો આ નાનકડો પ્રયાસ છે; એને સાહિત્ય તૈયાર કરવાનો પ્રયાસ ભાગ્યેજ કહી શકાય; પણ જો આ પુસ્તક વેપારીઓને તેમજ જેઓને બેન્કો સાથે લેવડ દેવડ કરવી પડે છે, તેઓને ઉપયોગી થશે અને તેની સારી ખપતથી ઉત્તેજન મળશે તો આ વિષયમાં વધારે ઉંડા ઉતરી વધુ વિગત તથા જ્ઞાન આપનારૂં પુસ્તક પ્રસિદ્ધ કરવા પ્રોત્સાહન મળશે. દરેક ધંધા માટે ઉપયોગી અને વ્યવહારૂ જ્ઞાન આપનારાં પુસ્તકોની આ દેશમાં ઘણી ખોટ છે; તેથી આવા નાનામાં નાના પ્રયાસને પ્રજા ઉત્તેજન આપશે તો આ કાર્ય તરફ સારા સારા લેખકો જરૂર પ્રેરાશે.

બેન્કીંગના વિષયનું જ્ઞાન ગુજરાતી ભાષામાં આપવાની જરૂર સહકારી હિલચાલમાં કામ કરનારાઓને જણાઇ. ધી બૉમ્બે સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટયુટ તરફથી દર વર્ષે સહકારી શિક્ષણ વર્ગો ખોલવામાં આવે છે; તેમાં બેન્કીંગને લગતા વિષયનું ગુજરાતી ભાષામાં પ્રાથમિક જ્ઞાન આપવાનું હોય છે. આ જ્ઞાન મેળવવા માટે કોઇ પાઠય પુસ્તક હોય તો સારૂં એમ દરેક વર્ગ-દરમ્યાન લાગતું હતું. આ કારણથી ઇન્સ્ટીટયુટની વિભાગી શાખાની સહકારી સાહિત્ય કમિટિએ આ વિષય પર લખવાનું કામ મને સોપ્યું તેથી આ પુસ્તક પ્રસિધ્ધ કરવાની પ્રેરણા થઇ. જો આ પુસ્તક ગુજરાતમાં હાલના ધોરણે બેન્કીંગ ખીલવવાના કામમાં લોકોને રસ લેતા કરશે તો તેનો યશ બૉમ્બે સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટયુટની વિભાગી શાખાને ઘટે છે.

સુરત તા. ૨૯-૩-૨૬
તિથિ પ્રથમ ચૈત્ર સુદ ૧૫ સંવત ૧૯૮૨ } વી. સી. જાદવ.

# શરાફી વ્યવહાર (બેન્કીંગ).



**બેન્કીંગ સંબંધે આપણા દેશની સ્થિતિ.**

શરાફી વ્યવહાર આપણા દેશમાં નવો નથી. શરાફી કામકાજ ઘણા વખતથી આપણે ત્યાં થતું આવ્યું છે. આપણા હુંડીપત્રીનાં રીતરીવાજો હાલના જમાનાને ઘણે ભાગે મળતા આવે છે. વ્યવહારિક દ્રષ્ટિએ જોતાં આપણે શરાફી કામકાજ કરતા આવ્યા છીએ. પણ તે કામકાજનું ધોરણ શાસ્ત્રીય પદ્ધતિસર બરાબર લખાણમાં મૂકાયલું નહિં, તેથી તેમાં સમયાનુસાર સુધારો વધારો કરી શક્યા નહિં. દુનીઆના બીજા દેશો દરેક કામ શાસ્ત્રીય પદ્ધતિથી તેમજ ઠરાવેલા નિયમાનુસાર ચલાવ્યા ગયા, અને વખતો વખત પોતાની પદ્ધતિઓનો પુસ્તકો દ્વારા જનસમાજમાં ફેલાવો કરતા રહ્યા. અને સમયને અનુસરીને પદ્ધતિ તથા નીતિરીતિમાં સુધારા વધારા કરતા ગયા; ત્યારે આપણે નવું કશું પણ ગ્રહણ કર્યું નહિ. અમુક સ્થિતિ સુધી પહોંચ્યા હતા ત્યાંથી આગળ વધવા પ્રયાસ કર્યો નહિ. અને તેનું પરિણામ એ આવ્યું કે યુરોપ અને બીજા હાલના આગળ પડતા દેશોને મુકાબલે આપણે ઘણા પછાત પડી ગયા છીએ. યૂરોપ અને અમેરિકાના દેશોમાં શરૂઆતથી અત્યાર સુધીમાં શરાફી વ્યવહાર કેવી રીતે ખીલ્યો છે તે સમજાવવાનો આ પત્રિકાનો આશય છે. તેમજ કયા કારણથી તેઓ પોતાનું કામકાજ આટલું ખીલવી શક્યા છે, તે બતાવી આપવાનો છે. આપણો વેપાર ધંધો ખીલવવા માટે યુરોપ તથા અમેરિકા વગેરે દેશોનો શરાફી વ્યવહાર (બેંકીંગ) કેવી રીતે ખીલ્યો તેનો અભ્યાસ કરી તે સંબંધેની પૂરતી હકીકત્ત આપણી ભાષામાં છપાવી જનસમાજ આગળ રજુ કરવી એ ઘણું ઇષ્ટ છે. જે દેશની ચઢતી થવાની હોય તે દેશનું સાહિત્ય પણ સર્વદેશીય થાય છે. તદનુસાર આપણું સાહિત્ય ખીલવવું પણ જરૂરનું છે.

**બેન્ક શબ્દ શાપરથી નીકળ્યો.**

"Bank" શબ્દ Italian word, "Banco"=એટલે "Bench" બાંકડાપરથી બનેલો છે. જ્યુ લોકો પૈસા અને સીકકાની આપ લે કરવાનું કામ બાંકડાપર બેસીને કરતા. અને જે વેપારી નાદાર થતો તેનો બાંકડો ભાંગી નાંખવામાં આવતો તે ઉપરથી Bankrupt–દેવાલીઓ એ શબ્દ નીકળ્યો છે.

**યુરોપમાં બેન્કીંગ કેવી રીતે ખીલ્યું.**

અસલ યૂરોપમાં ખેતી ઉપર આજીવિકા ચાલતી એટલે બેંકની ભાગ્યેજ જરૂર પડતી; પણ જેમ જેમ વેપાર વધવા લાગ્યો તેમ તેમ નાણાંની જરૂર તથા આપ લે વધવા લાગી. હુંડીપત્રીનું કામકાજ દાખલ થયું, અને બેંકો સ્થપાવા લાગી, તથા તેઓનું કામ પણ વધવા લાગ્યું. અસલના વેપારીઓ નાણાં તરીખે ચાંદી અને સોનું વાપરતા હતા અને આગળપર સિક્કા વાપરવા લાગ્યા. જૂદા જૂદા રાજ્યોના સિક્કાની આપ લે કરવાનું Exchange કરવાનું કામ બેંકોએ કરવા માંડ્યું. આ ધંધો કરવાવાળા પોતાને ત્યાં જે રકમ જમા આપવામાં આવે તેનાપર વ્યાજ આપવા લાગ્યા, અને નાણાં ધીરવા પણ લાગ્યા. બેબીલોનીઅન ઇજીપ્તના લોકો અને યાહુદી લોકોના બેંકીંગ વિષે આટલીજ ખબર મળી શકે છે.

ગ્રીસ દેશમાં મંદિરો અને દેવસ્થાન એ પહેલવહેલી બેંકો હતી. આર્થેનીઅન લોકોનો વેપાર દરીઆપારનો હોવાથી તેમાં જોખમ ઘણું હતું તેથી તેઓ ભારે વ્યાજે નાણાં મેળવી શકતાં.

ચૌદમા સૈકામાં ફ્લૉરેન્ટાઇન્સના લોકોએ બેંકીંગ કામ શરૂ કર્યું. આ દેશના લોકો માલ બનાવવાનું તથા દેશમાં બીજા હુન્નર ઉદ્યોગો ખીલવવાનું તેમજ યુરોપના બીજા દેશોમાં માલ મોકલવાનું કામ કરતા હોવાથી તેઓએ બેન્કીંગ કામકાજ ખીલવ્યું.

જો કે શરૂઆતમાં ખાનગી આસામીઓ અગર શરાફો બેન્કીંગનું કામ કરતાં પણ આગળ જતાં આ કામ કરવાને કંપનીઓ કાઢવાનું વધારે અનુકુલ થઇ પડ્યું. આવી કંપનીઓ કેટલેક ઠેકાણે વેપાર ધંધા માટે કાઢવામાં આવી અને કેટલેક ઠેકાણે રાજ્યને મદદ કરવા કાઢવામાં આવી.

વેનીસમાં ઇ. સ. ૧૧૫૭માં પહેલ વહેલી બેંક સ્થાપવામાં આવી. જે ગૃહસ્થોએ રાજ્યને નાણા ધીર્યાં હતાં તે બધા એકઠા થયા અને તેમણે જે નાણાં ધીર્યાં હતા, તે એક નામપરથી બીજા નામપર કરી આપવાનું ઠરાવવામાં આવ્યું. ઇ. સ ૧૩૪૯ના વર્ષથી બાર્સીલોનના કાપડીઆઓએ શરાફી કામકાજ શરૂ કર્યું. પણ જ્યાં સુધી તેઓએ પુરતી જામીનગીરી આપી ન હોય ત્યાં સુધી તેમને શરાફી કામ કરવા દેવામા આવતું નહિ. ઇ. સ. ૧૪૦૧માં માજીસ્ટ્રેટોએ એક જાહેર બેંક ખોલી અને બેંકમાં જમા મૂકેલાં નાણાં માટે શહેરના ફંડની જવાબદારી આપવામાં આવી

જીનોઆમાં ઇ. સ. ૧૪૦૭ માં બેંક સ્થાપવામાં આવી. વેનીસની બેંક પેઠે આ બેંક પણ સ્ટેટને નાણાં ધીરનારાઓએ મળીને કાઢી.

જૂદા જૂદા દેશના ચલણ અદલ બદલ કરી આપવા, નાણાંની ધીરધાર કરવી, નાણા વ્યાજે લેવાં, અને નાણાં એક ગામથી બીજે ગામ મોકલવા એ ચાર, હાલની બેંકોના મુખ્ય કામ છે. આ બધાં કામ ઇંગ્લાંડમા કેવી રીતે ખોલ્યાં તે હવે જોઇશું.

**ઇંગ્લાંડના બેન્કીંગનો ટુંકો ઇતિહાસ.**

કેટલાક સૈકા સુધી ઇંગ્લાંડમાં ચાંદીના સિક્કાનું, ચાંદીના પેનીનું ચલણ હતું. તેમાં અડધી ચાંદી અને અડધો બીજી હલકી ધાતુનો ભેગ કરવામા આવતો. ઇ. સ. ૧૨૫૭માં સોનાના સિક્કા પાડવામાં આવ્યા. પણ તે સિક્કા ચલણમાંથી જતા રહ્યા અને ઇ. સ. ૧૩૪૪મા ત્રીજા એડવર્ડના વખતમાં ગોલ્ડ નોબલ ૬ શી. ૮ પે. અને અડધો નોબલ ૩ શી. ૪ પેન્સ અને ગોલ્ડ ફાર્થિંગ ૧ શી. ૮ પેન્સ ની કિંમતના કાઢવામાં આવ્યા. આ સિક્કાઓને લઇને રોયલ એક્ષચેઇન્જરની જગ્યા નીકળી. તે વખતે સોનાના તથા રૂપાના સિક્કાઓ બદલાવવામાં ઘણી મુશ્કેલીઓ પડતી. અને તેથી લોકો છેતરાય નહિ તે ઇરાદાથી ત્રીજા એડવર્ડે તથા તેના પછીના રાજાઓએ આ કામ પોતાના હાથપર લીધું. અને લંડન અને બીજા શહેરોમાં અમુક માણસોને ઠરાવેલે દરે આ કામ કરવાનું સોંપ્યું. આ રોયલ એક્ષચેઇન્જરો પરરાજ્યના સિક્કા લઇને પણ ઇંગ્લાંડના સિક્કા આપવાનું કામ કરતા. બ્રીટીશ રાજ્યના સિક્કા બહારગામ લઇ જવાની મના હોવાથી જે લોકો બહારગામ જતા તેઓની પાસેથી બ્રીટીશ સિક્કા લઇ તેને બદલે અમુક

, હાવેલા ભાવ પ્રમાણે બીજા રાજ્યના સિક્કા મળી શકતા. આ કામમાં ઘણો નફો મળતો, જેમાં રાજાને પણ ભાગ મળતો.

આઠમા હેન્રીના રાજ્ય સુધી આ સંસ્થા ચાલી. પહેલા ચાર્લ્સે ઇ. સ. ૧૬૨૭માં પાછી તેની શરૂઆત કરી. અને બીજા કોઇને આ કામ કરવા દીધું નહિ; પણ તેના મરણ પછી ગોલ્ડસ્મીથ-સોની લોકો આ કામ કરવા લાગ્યા.

ઇંગ્લાંડમાં "મીડલ એજીસમાં" (મધ્યયુગમાં) નાણાં વ્યાજે ધીરવાના ધંધાપર ઘણી સખ્તાઇ રાખવામાં આવતી હતી. ધીરેલાં નાણાંનું વ્યાજ લેવું તે પાપ ગણાતું હતું. જ્યારે વેપાર હતો નહિ, ત્યારે લોકો ફક્ત જીંદગી નીભાવવા માટે નાણાં ઉછીનાં માંગતા. તેથી એવી રીતે લીધેલાં નાણાંનું વ્યાજ ન લેવાનું જોઇએ. પણ વેપારને માટે નાણાં લેવામાં આવે તો તેનું વ્યાજ પણ લેવું નહિ એવો "મોઝેઇક લૉ" નો આશય નહોતો.

ઇંગ્લાંડમાં એડવર્ડ ધી કન્ફેસરે વ્યાજ લેવાની મના કરી હતી પણ ઇ. સ. ૧૧૨૬ની સાલમાં કાઉન્સીલે એવો ઠરાવ કર્યો કે પાદરી લોકોએ વ્યાજ ખાવું નહિં અને જો તેઓ વ્યાજ ખાશે તો તેઓને ઉતારી પાડવામાં આવશે. પણ ૧૧૯૯ની સાલમાં નાણાંના ઉપયોગ માટે દશ ટકા વ્યાજ આપવાનો ઇસારો ઇતિહાસપરથી જોવામાં આવે છે. આ વ્યાજનો દર આઠમા હેન્રીના વખત સુધી ચાલ્યો. પણ નાણાંની ધીરધાર કરવાની છુટ બરાબર નહીં હોવાથી યાહુદી લોકો ભારે વ્યાજથી નાણાંની ધીરધાર કરતા. યાહુદી લોકોને ઇંગ્લાંડમાંથી કાઢી મૂક્યા પછી લેમ્બાર્ડ્સ લોકોએ આ ધંધો કરવા માંડ્યો. તે વખતે વ્યાજનો દર વીસ ટકા હતો તે ઉપરથી એમ જણાય છે કે વેપારમાં નફો પણ ઘણો સારો મળતો હશે.

ઇ. સ. ૧૫૪૬માં વ્યાજ લેવું તે કાયદેસર ઠરાવવામાં આવ્યું. અને વ્યાજનો દર દશ ટકા નક્કી કરવામાં આવ્યો. ઇ. સ. ૧૬૨૪માં વ્યાજનો દર આઠ ટકા કરવામાં આવ્યો. અને ઈ. સ. ૧૬૫૧માં વ્યાજનો દર ઘટાડી છ ટકા કરવામાં આવ્યો. અને ઇ. સ. ૧૭૧૪માં પાંચ ટકા વ્યાજ લેવાનું કાયદેસર ઠરાવવામાં આવ્યા પછી પહેલાં કોઇપણ વ્યાજ લેવાના કામને "યુઝરી" કહેવામાં આવતું તે બંધ થયું.

નાણાં વ્યાજે લેવાનું કામ ઈંગ્લાંડમાં બેંકરો ઈ. સ. ૧૬૪૫ પછીથી કરવા લાગ્યા. ગોલ્ડ સ્મીથો ( સોની લોકો ) જે પહેલાં નાણાં બદલી આપવાનું કામ કરતાં તે નાણાં વ્યાજે ધીરવા લાગ્યા અને વ્યાજે લેવા પણ લાગ્યા. ભાડું ઉઘરાવવા માટે એજન્ટ તરીકે કામ કરવા લાગ્યા. રાજાને પોતાના કરની જામીનગીરી પર નાણાં ધીરવા લાગ્યા. આ લોકોને ત્યાં નાણાં જમે મુકયાની રસીદો મળતી. તે એક હાથથી બીજે હાથે ફરવા લાગી. આ રસીદોને ગોલ્ડસ્મીથોની "નોટો" કહેતા.

અસલ વેપારીઓ પોતાનું વધારાનું નાણું સરકારની ટંકશાળમાં મુકતા અને પોતાને જોઇતું જોઇતું ઉપાડતા. પણ ઇ. સ. ૧૬૪૦ માં પહેલા ચાર્લ્સે લોકોના બે લાખ પૌંડ લઈ લીધા ત્યારથી લોકોએ પોતાનું નાણું સરકારની ટંકશાળામાં મુકવાનું બંધ કર્યું, અને પોતાના ઘરમાં પોતાના માણસને સોંપવાનું રાખ્યું. પણ લડાઈ દરમ્યાન માણસો પણ ત્રીજોરીમાંથી નાણાં ઉચાપત કરીને લડાઇમાં ચાલી જવા લાગ્યા. તેથી વેપારીઓને ગોલ્ડસ્મીથને ત્યાં નાણાં મુકવા જવું પડયું. શરૂઆતમાં આ નાણાંનું વ્યાજ મળતું નહી, પણ આગળ પર તેઓ વ્યાજ પણ આપવા લાગ્યા. જ્યાં સુધી બેંક ઓફ ઈંગ્લાંડ ૧૬૯૪ માં સ્થપાઈ ત્યાં સુધી આ લોકોના હાથમાં શરાફી ધંધો રહ્યો. આ બેંક ફ્રાંસની સાથે વિગ્રહ માટે રાજાને નાણાં પૂરા પાડવા માટે સ્થાપવામાં આવી. જેટલી મુંડી બેંકના શેર હોલ્ડરોએ આપી હોય તેટલીજ રકમ સુધી થ પણ લઈ શકાય એવું ઠરાવવામાં આવ્યું હતું. આ બેંક કોઇ પણ જાતનો વેપાર કરી શકે નહી. પણ નાણાંની આપ લે કરી શકે, સોનું તથા રૂપું ખરીદી તથા વેચી શકે, અને જામીનગીરીઓ અને માલ પર ધીરેલા નાણાં વખતસર ભરવામાં ન આવે તો તે માલ વેચી શકે, તથા હુંડીપત્રોની વેચ લે કરી શકે. ઈંગ્લાંડમાં "નેચર લાઇઝડ" થયેલા પ્રજાજન આ બેંકમાં સભાસદ થઇ શકે. ગવર્નર, ડેપ્યુટી ગવર્નર અને ૨૪ ડીરેકટરોએ આ બેંકનો વહીવટ ચલાવવાનો હતો. ગવર્નર ૪૦૦૦) પૌંડ, ડેપ્યુટી ગવર્નર ૩૦૦૦) પૌંડ અને દરેક ડીરેકટરે ૨૦૦૦) પૌંડના શેર ધારણ કરવા જોઇએ. જે ભાગીદાર પાસે ૫૦૦) પૌંડનો કેપીટલ સ્ટોક હોય તેજ ડીરેકટરની ચુંટણી કરી શકતો. દરેક વર્ષમાં ચાર વખત સાધારણ

સભા બેલાવવામાં આવતી. આ પ્રમાણેનો ચાર્ટર દશ વર્ષ માટે બેંકને મલ્યો, અને તેમાં વખતો વખત ફેરફાર કરવામાં આવ્યો.

શરૂઆતમાં આ પ્રમાણે શેરો કાઢીને બેંકીંગ બીઝનેશ બીજી કોઈ કંપનીને કરવા દેવામાં આવતું નહીં. પછી ધીરે ધીરે ગામડાઓમાં અને લંડન શહેરથી અમુક હદથી દૂર બેંકો કાઢવા દેવામાં આવી. આ બેંકના સભાસદોની જવાબદારી અનિયમિત હતી.

ઈ. સ. ૧૮૨૬ માં બેંક ઓફ ઇંગ્લાંડને શાખાઓ ઉઘાડવાનું કહેવામાં આવ્યું. માલ ઉપર જૂદા જૂદા ગામોમાં ધીરધાર કરવાનું શરૂ કર્યું. બીલ ઓફ લેડીંગ, વૉરન્ટસ વિગેરે પર નાણાં ધીરી શકાય તે માટે કાયદો ઘડવામાં આવ્યો.

બેંક ઓફ ઇંગ્લાંડની શાખાઓને લીધે ગામડાંની બેંકોને ઘણી અડચણ પડવા લાગી તેથી તે લોકોએ એક મેમોરીઅલ રાજાને કર્યું. ત્યાર પછી ગામડાઓમાં બેંકો કાઢવાની છુટ મુકવામાં આવી. અને જે બેંકો પોતાની નોટ કાઢે નહી તેના ભાગીદારોની જવાબદારી દરેક જણે ધારણ કરેલા શેર પૂરતીજ રાખવામાં આવી.

બેંકના ઘરાક સાથેનું કામકાજ તદ્દન ખાનગી રાખવાને બેંક બંધાયલી છે, અને ત્રીજા માણસને તે હકીકત કહેવાને તે બંધાયલી નથી. પણ કાયદેસર રીતે તે જાહેર કરવાનો હુકમ કરવામાં આવે તોજ જાહેર કરી શકે. પોતાના કબજામાં જે જામીનગીરીઓ હોય તેના પર તેનો લીઅન હક ગણાય છે. આ વખતે બીજી જોઇન્ટ સ્ટોક બેંકોની પણ વૃદ્ધિ થવા લાગી, અને તેઓનું કામ પણ ઘણું વધ્યું.

હીંદુસ્થાનની તથા બીજા દેશોની બેંકીંગમાં છેલ્લા છપાયેલા આંકડા પરથી શી પરિસ્થિતિ છે તે નીચેના આંકડા પરથી સમજાશે

## હિંદુસ્થાનની બીજા દેશો સાથે સરખામણી.

| | હિંદુસ્થાન | યુ-કીંગડમ | યુ-સ્ટેટસ | કાનડા | ઓસ્ટ્રેલીઆ | જાપાન |
|---|---|---|---|---|---|---|
| બેંકો | ૫૫ | ૫૪ | ૨૮૯૧૩ | ૨૧ | ૨૪ | ૨૧૪૩ |
| શાખાઓ | ૩૦૪ | ૯૬૦૩ | ... | ૩૩૦૬ | ૨૩૩૨ | ૩૭૩૧ |
| શેરનું કરોડ ભડોળ રૂ. | ૩૪ | ૧૩૨ | ૭૨૩ | ૩૪ | ૫૨ | ૧૦૦ |
| થાપણુ કરોડ રૂ. | ૧૭૭ | ૩૫૩૨ | ૮૬૫૦ | ૪૮૬ | ૪૭૪ | ૭૧૧ |
| માથા દીઠ રૂ. થાપણુ. | ૫૧ | ૭૮૦ | ૮૨૫ | ૬૯૦ | ૯૪૫ | ૧૨૦ |
| પરદેશની સાથે વેપાર રૂ. કરોડ | ૩૭૯ | ૨૭૭૩ | ૨૮૨૯ | ૬૨૪ | ૨૬૧ | ૨૮૨ |

હિંદુસ્થાનમાં ૪૩ બેંકો સરકારપર પત્રકો મોકલે છે, તેની હકીકત નીચેના આંકડાઓપરથી સમજાશે.

| | પાંચ લાખ અને તેથી વધારે થાપણ તથા રીઝર્વ ફંડવાળી બેંકો | એક લાખ અને તેથી વધારે થાપણ અને રીઝર્વ ફંડવાળી બેંકો | કુલ. |
|---|---|---|---|
| બેંકોની સંખ્યા. | ૧૮ | ૨૫ | ૪૩ |
| ભરાયેલું શેરનું ભંડોળ લાખ રૂ. | ૩૦૪ | ૪૪ | ૩૪૮ |
| થાપણ લાખ રૂ.માં | ૩૧૧૭ | ૯૮ | ૩૨૧૫ |
| રોકડ શીલક લાખ રૂ.માં. | ૭૬૫ | ૨૦ | ૭૮૫ |
| | વસુલ આવેલું શેરનું ભંડોળ કરોડ રૂ.માં | થાપણ. | |
| ઇમ્પીરીઅલ બેંક | ૧૦ | ૮૨ | |
| એકસચેઇન્જ બેંકો | ૨૮ | ૫૩ | |
| હિંદુસ્થાનની જોઇન્ટ સ્ટૉક બેંકો. | ૭ | ૩૨ | |

હિંદુસ્થાનની મુંડીમાં ૨૭ કરોડ મુંડી પરદેશની બેંકોની શેરની થાપણની છે, એટલે હિંદુસ્થાનની બેંકોની ખરેખરી મુંડી ફક્ત ૭–કરોડ છે.

ઉપલા કોષ્ટકમાં હિંદુસ્થાનની બાબતમાં થોડી બેંકો અને થાપણની નાની રકમ એ ખાસ ધ્યાન ખેંચનારી વાત છે.

ઉપરના આંકડાઓ પરથી દુનીઆના મોટા મોટા દેશોમાં શરાફી સંસ્થાઓ અગર બેંકોની શી પરિસ્થિતિ છે તે જોયા પછી હિંદુસ્થાનનું આ બાબતમાં પછાતપણું તમારા ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહિ-દેશનો વેપાર તથા ધંધો ખીલવવામાં બેંકો ઘણી ઉપયોગી છે, અને આપણા દેશમાં બેંકો પુરતી સંખ્યામાં તેમજ નાણાંના પુરતા બળવાળી નહિ હોવાને લીધે આપણો વેપાર ધંધો ખીલી શકતો નથી એ જાણ્યા પછી દેશની દાઝવાળા કયા માણસને હિંદુસ્થાનમાં બેંકો ખીલવવાની જરૂર છે એ સમજાવવું પડશે.

**બેન્કીંગ બીઝનેશઃ**—જે માણસ ચાલુ ખાતે રૂપીઆ જમા રાખતો હોય, તે ખાતાપર લખાએલા ચેકના નાણાં તરત આપતો હોય; અને પોતાના ઘરાકો ચેક તથા હુંડી વસુલ કરવા આપે તો તે લઇ વસુલ કરીને જમા કરવાનું કામ કરતો હોય તે બેન્કીંગ બીઝનેસ કરે છે એમ કહેવાય.

A banker is one who in the ordinary course of his business, houours cheques drawn upon him by persons from and for whom he receives moneys in current account.

**બેન્કરે કરવાના કામોઃ**—પોતાના ઘરાક પાસેથી નાણાં જમા લેવા અને હુંડી ચેક વગેરે વસુલ કરી આપવા અને જમા મુકેલા નાણાં જ્યારે માંગે ત્યારે અગર ઠરાવેલે વખતે પાછા આપવા. આ ઉપરાંત નાણાં ધીરવાનું કામ પણ તે કરે છે. બાંધી મુદતની લોન ધીરે છે, અગર ચાલુ ખાતે ઓવરડ્રાફ્ટ આપે છે. હુંડી અને પ્રોમીસરી નોટ વટાવવાનું કામ પણ તે કરે છે. અને હુંડી ડ્રાફ્ટ તથા સરક્યુલર લેટર્સ ઓફ ક્રેડીટ લખે છે. એજન્ટ ( આડતીઆ ) તરીકે તે કામ કરે છે; અને પોતાના ખાતેદાર માટે શેરબજારની જામીનગીરીઓ તથા સરકારી લોન વગેરે ખરીદવા વેચવાનું કામ તે કરે છે, અને વીમાના પ્રીમીઅમો ભરે છે.

**બેન્કરની ફરજઃ**—જે ઘરાકે બેંકમાં ચાલુ ખાતું ખોલ્યું હોય તે ઘરાકે બરાબર રીતે ચેક લખ્યો હોય તો તેના ખાતામાં રકમ જમા હોય ત્યાં સુધી બેંકર નાણાં આપવાને બંધાયલો છે. અને જો નાણાં જમા હોવા છતાં તે આપવામાં કાયદાનો બાધ આવતો હોય તોજ તે નાણાં ન આપી

શકે; પણ વગર કારણે નાણાં ન આપે તો ચેક લખનારને નુકસાની માટે તે જવાબદાર થાય છે.

અજાણ્યા માણસનું ચાલુ ખાતુ બેંક ખોલતી નથી પણ જે શખ્સને ચાલુ ખાતુ ખોલવું હોય તેનું ઓળખાણ લેવામાં આવે છે.

**બેંકનો ઘરાક.** (Customer) કોને કહેવો ? જે ઘરાકનું બેંકમાં ચાલુ ખાતું હોય અને જેટલી રકમ જમા હોય ત્યાં સુધીના ચેક સ્વીકારવાનું બેંકે કબુલ કર્યું હોય તે ઘરાક નવો કે જુનો હોય તો પણ તે બેંકનો Customer (ઘરાક) કહેવાય, માટે નવો ઘરાક સ્વીકારતાં પહેલાં બેન્કે તેનું ઓળખાણ લેવું જોઇએ.

ચાલુ ખાતું ખોલવા ઘરાક બેંકમાં આવે ત્યારે તેની સહીનો નમુનો એક કાર્ડ પર લઇ લેવો અને આવી રીતે લીધેલી સહીના નમુનાઓ અનુક્રમણિકા પ્રમાણે (સ્પેસીમેન સીગ્નેચર ફાઇલ) સહીના નમુનાની ફાઇલમાં ગોઠવવા. કેટલીક બેંકોમાં સહીના નમુનાની ચોપડી રાખવાનો રીવાજ છે

ચાલુ ખાતાની ખાતાવહીમાં ખાતેદારનું નામ મોટા અક્ષરે લખવું. તથા તેનું ઠેકાણું તથા ધંધો પણ લખી લેવા. ખાતેદાર લીમીટેડ કંપની હોય તો જેમને ચેક લખવાનો અધિકાર હોય તેનું નામ પણ લખાવું જોઇએ; તેમજ ડીરેક્ટરો તથા સેક્રેટરીના નામ પણ લખવા જોઇએ; અને કંપનીનું રજીસ્ટ્રેશન સર્ટીફીકેટ તથા આર્ટીકલ્સ ઓફ એસોસીએશની એક નકલ પણ દફતરે રાખવા જોઇએ.

જો બે જણાના નામથી ખાતું ખોલાયું હોય તો બન્ને જણાનાં પુરેપુરાં નામ તથા સહીના નમુના લેવાવા જોઇએ.

જો ખાતા પર ઓવરડ્રો કરવાની મંજુરી મળી હોય તો તે કેટલી રકમ સુધી ઓવરડ્રો કરી શકશે તે પણ ખાતા પર લખવું જોઇએ.

ખાતેદાર પોતાના ખાતા પર બીજા કોઈને ચેક લખવાનો અધિકાર આપે તો તે અધિકાર શેને શેને માટે છે તે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ, અને જેને અધિકાર આપવામાં આવ્યો હોય તેની સહીનો નમુનો પણ લેવો જોઇએ. આવી રીતે કાગળથી ચેક લખવાની સત્તા આપી હોય તો તેના પર સ્ટાંપની જરૂર નથી.

 

**એજન્ટ (મુનીમ)** પોતાના શેઠ (પ્રીન્સીપાલ) તરફથી કામ કરવાનો જેને અધિકાર આપવામાં આવ્યો છે તે એજન્ટ (મુનીમ) કહેવાય. સત્તા લેખીત આપવાની જરૂર નથી; પણ લેખિત ન હોય તો તે વેપારના કસ્ટમને (રીત રીવાજને) અનુસરીને પોતાના શેઠને બાંધી શકે. જે કામ મુનીમે પોતાના અધિકાર બહારનું કર્યું હોય તેને માટે શેઠ જવાબદાર નથી.

**બેંકમાં ચાલુ ખાતું રાખવાના ફાયદા:—**

૧ બેંકમાં ચાલુ ખાતું રાખ્યું હોય તો નાણું ઘરમાં રાખવું પડે નહિ અને તેથી તેટલું જોખમ સાચવવાનું ઓછું થાય. ચોરની બીક રહે નહિ અને જમા મૂકેલાં નાણાંપર વ્યાજ મળી શકે.

૨ કોઇને રૂપીઆ આપવાના હોય તો ચેકથી નાણાં આપી શકાય; જેથી બરાબર હીસાબ રહી શકે તેમજ જેને રૂપીઆ આપ્યા હોય તેની ચેકપર સહી આવે એટલે રૂપીઆ આપ્યાનો પુરાવો પણ મળી શકે.

૩ એક ગામથી બીજે ગામ નાણાં મોકલવા હોય તો પણ ચેકથી તે મોકલી શકાય.

૪ ચાલુ ખાતું રાખ્યું હોય તો સ્થાનીક તેમજ બહારગામના ચેકો તથા હુંડીઓ બેંક મારફતે વસુલ કરાવી શકાય.

૫ આપણી નાણાં સંબંધીની સ્થિતિ તેમજ આપણી વેપારી રીતભાત માટે બહારગામથી કોઇ ખબર પુછાવે તો આપણી બેંક તે વિષે બાતમી આપી શકે તેમજ આપણે બહારગામની કોઇ આસામીની નાણાં સંબંધેની સ્થિતિની ખબર મેળવવી હોય તો મેળવી શકાય.

૬ આપણા ખાતામાં નાણાં જમા હોય તે કરતાં વધારે રકમ જોઇતી હોય એટલે ખાતામાં ઓવરડ્રો કરવું હોય તો તે માટે પણ ગોઠવણ થઇ શકે.

**"શહેરો માટે સહકારી બેંકો"** એ નામના અમારા તરફથી બહાર પાડવામાં આવનાર પુસ્તકમાં સહકારી બેંકોના વહિવટ સંબંધેની સમજુતી આપવામાં આવી છે એટલે તે વિષે ફરીથી અહીં લખતા

નથી; તેમજ બાંધી મુદતની થાપણો તથા સેવીંગ બેંકની થાપણો વિષે પણ તેજ પુસ્તકમાં સમજાવવામાં આવ્યું છે. બેંકની ધીરધાર કયા ધોરણ પર હોવી જોઇએ તે વિષે પણ તેજ પુસ્તકમાં લખાણ છે.

**બેન્કે સ્વીકારેલી જવાબદારી તથા બેન્કને નિષ્ફળ જવાના કારણ.**

કોઇપણ વેપારી સંસ્થાની માફક બેંક પણ જ્યારે પોતાનું દેવું આપવા અશક્ત માલમ પડે ત્યારે તે નિષ્ફળ જાય છે. બેંકે નીચે જણાવેલી જવાબદારી સ્વીકારી હોય છેઃ—

૧ જ્યારે માંગવામાં આવે ત્યારે અગર થોડી મુદતની ખબર આપેથી નાણાં આપવાના હોય તેવી જાતની જવાબદારી.

૨ બેંકે કબુલેલી હુંડીઓ અગર બેંકે મતું મારેલા ચેકો અગર હુંડી માટેની જવાબદારી.

૩ પરચુરણ જવાબદારી જેવી કે બાહેંધારી આપી હોય અગર જામીનખત નીચેની જવાબદારી

બેંકો નિષ્ફળ જવાના નીચેના મુખ્ય કારણો છેઃ—

૧ બીજી બેંકોનું જોખમ ભરેલું બીઝનેસ લેવાથી.

૨ જલદી વસુલ ન થાય તેવી જામીનગીરી પર ધીરધાર કરવાથી.

૩ સટ્ટો ખેલનારને નાણાં ધીરવાને લીધે અગર તેનીજ હુંડી વટાવવાને લીધે.

૪ પોતાનો વ્યવહાર ચલાવવામાં પદ્ધતિની ખામી જેવી કે નામું તથા હિસાબી કામની ગેરવ્યવસ્થા અને પોતાની શાખાઓ ઉપર દેખરેખની ખામી,

૫ ચાલુ જવાબદારીને પુગી વળવા માટે પુરતી સગવડ નહિ રાખવાને લીધે.

૬ વહીવટ ચલાવવાની ખામી તેમજ લાયકાત વગરના માણસોની નીમણુંક કરવાથી.

૭ ભાગીદારોની સત્તાને આધીન થઇને કામ કરવાથી.

બેંકનો વહિવટ ડહાપણથી ચલાવવો હોય તો નીચેની વાતપર*ખાસ ધ્યાન આપવાની જરૂર છેઃ—

૧ પૂરતા પ્રમાણમાં રોકડ શીલક તેમજ તરત વટાવી શકાય તેવી જામીનગીરીઓ બેંકે રાખવી જોઇએ.

૨ બેંકના કુલ દેવાના અમુક પ્રમાણ કરતાં વધારે રકમની ધીરધાર કરવી નહિ; એટલે ૫૦% કરતાં વધારે રકમ માટે બાંધી મુદતની લોન ધીરવી નહિ; કારણ કે ક્રાઇસીઝના વખતમાં ધીરેલી રકમ તરત પાછી ફરતી નથી.

જો કોઇ વખતે વધારે પ્રમાણમાં હુંડી ખરીદ કરાઇ હોય તો હુંડીઓ પાકતી જાય તેમ તેમ ફેરવી નહિ આપવાથી ધીરેલી રકમ ઘટાડી શકાય છે; તેમજ નવી હુંડી લેવાનું બંધ કરી શકાય છે. પણ ધીરવામાં આવેલી રકમો વ્યાજબી હદ કરતાં વધી ગઇ હોય ત્યારે તે ઘટાડવાનું ઘણું મુશ્કેલ પડે છે. ધીરેલી રકમ પાછી માંગાને અગર જેઓનો બેંકમાંથી સવડ માંગવાનો હક હોય તેઓને રકમ ધીરવાની ના પાડીને ધીરધાર ઓછી કરી શકાય છે અને જો વધુ પ્રમાણમાં આમ કરવામાં આવે તો બેંક માટે શકાશીલ થવાનું કારણ મળે છે; બેંકના ઘરાક સાથેજ સંબંધમાં વાંધો આવે છે અને તેથી બેંકને એકંદરે બધી રીતે ખમવું પડે છે.

## ખાતેદારે ચેકના નાણાં પગાર કરવાનો અધિકાર બેંચી લીધેલો છે એવું કયા સંજોગોમાં બેંકે માનવું જોઈએ.

ચાલુ ખાતામાં ચેક સ્વીકારવા જેટલી રકમ જમા હોય અગર ચેક સ્વીકારી શકાય તેટલી રકમનો ઓવર ડ્રાફ્ટ મંજુર કર્યો હોય તો પણ નીચેના સંજોગોમાં બેંક ચેક સ્વીકારવાની જવાબદારીમાંથી મુક્ત થાય છેઃ—

૧ જ્યારે ઘરાકે ચેકના નાણાં પગાર નહિ કરવાની ખબર આપી હોય.

૨ જ્યારે બેંકને નીચેના બનાવોની નોટીસ મળી હોય. (૧) ઘરાક મરી ગયો છે. (૨) ઘરાક ગાંડો છે, એમ કાયદેસર ઠરાવવામાં

આવ્યું છે. (૩) ઘરાકની મીલ્કતપર "રીસીવર" નીમવામાં આવ્યો છે. અગર તેણે દેવાળીઆ થવાનું કૃત્ય કર્યું છે.

૩ જ્યારે ઘરાકના ચાલુ ખાતામાંથી અગર બીજા કોઇ બેંકના દેવામાંથી નાણાં નહિ આપવાનો અટકાયત હુકમ "ગાર્નિશી ઓર્ડર" બેંકને મળ્યો હોય. આ સંજોગોમાં જેટલી રકમને માટે આ હુકમ આપવામાં આવ્યો હોય તે રકમ તથા કોર્ટના ખર્ચને પ્હોંચી વળવા જેટલી રકમ અલગ રાખ્યા પછી પણ ખાતામાં વધારો રહેતો હોય તો પણ ચેકના નાણાં પગાર કરવા નહિ.

૪ જ્યારે ઘરાકે અમુક રકમ ખાતામાં હંમેશા જમા રહેવા દેવાની લેખિત કબુલત આપી હોય

૫ જ્યારે ઘરાકના બેંકમાં એક કરતા વધારે ખાતા હોય અને એક ખાતામાં "ઓવરડ્રો" થયું હોય તો જે ખાતામાં જમા રકમ હોય તે ખાતામાંની જમા રકમ બેંક પોતાના બીજા ખાતાનાં લેણા પેટે રાખી શકે "સેટઓફ" કરી શકે અને ચેક સ્વીકારે નહિ, પણ જો બીજું ખાતું કોઈ ટ્રસ્ટના હીસાબનું છે એમ બેંક જાણતી હોય તો આવી રીતે "સેટઓફ" કરી શકાય નહિ.

૬ જ્યારે ઘરાકે ખાતાની બધી રકમ બીજા કોઇને "એસાઇન" કરી દીધી છે, બીજા કોઈના નામ પર કરી આપી છે એવી નોટીશ મળી હોય.

**ભાગીદારોના ખાતા:—**

જ્યારે કોઇ પેઢીના નામથી બેંકમાં ખાતું ખોલવું હોય ત્યારે દરેક ભાગીદારે સહીના નમુનાની ચોપડીમાં સહી કરવી જોઇએ અને પોતાના નામ આગળ "ભાગીદાર" એ શબ્દ લખવો જોઇએ. આ ખાતાપર કેવી રીતે વહિવટ કરવામાં આવશે તે સંબંધેની સૂચના બધા ભાગીદારો પાસેથી લેવી જોઇએ. આ બાબતમાં એટલું જાણવું જોઈએ કે કોઈ વેપારી પેઢીના સંબંધમાં ભાગીદારીના કામ માટે કોઈ પણ ભાગીદાર પેઢીના નામની સહી કરીને પેઢીને જવાબદાર કરી શકે છે. આ વાત બેંકના ખાતાને લાગુ પડી

શકે અને બેંકમાં "ઓવર ડ્રાફ્ટ" થાય તો પણ લાગુ પડી શકે. જે પેઢી વેપાર કરવા માટે નથી એટલે કે સોલીસીટરોની કે ડૉકટરોની પેઢીના સંબંધમાં આ નિયમ લાગુ પડશે નહિ પણ આવા ખાતાંઓને સાધારણ જોઇન્ટ ખાતાં જેવાં ગણવા જોઇએ.

**ભાગીદારી કયા સંજોગોમાં છુટી ગઈ કહેવાય ?:—**

નીચેના સંજોગોમાં ભાગીદારી છુટી થઇ ગઇ ગણી શકાયઃ—

(૧) ભાગીદારી છુટી પડયાની જાહેર ખબર આવ્યાથી. (૨) એક ભાગીદારના મરણથી (૩) એક ભાગીદાર દેવાળીઓ ઠર્યાથી. (૪) કોર્ટને વાજબી કારણ બતાવીને તેનો ઓર્ડર મળવાથી.

જ્યારે ભાગીદારી છુટી થાય ત્યારે જૂનું ખાતું બંધ કરવું સલાહકારક છે અને તેથી નવી પેઢીના નામથી નવું ખાતું ઉઘડાવવું એ સારો રસ્તો છે; ખાસ કરીને જ્યારે જૂના ખાતામાં "ઓવર ડ્રાફ્ટ" હોય અને છુટા પડનાર ભાગીદારોની મીલ્કતને જવાબદાર ગણવી હોય ત્યારે તો જૂનું ખાતું ચલાવવા દેવું જોઇએ નહિ-કારણકે તેમ નહિ કરશો તો જેટલી રકમ જમા આવશે તે આગલું દેવું વાળવામાં ભરાએલી ગણાશે; અને નવી પેઢી જે રકમ ઉપાડશે તે બદલ નવી ધીરધાર થયેલી ગણાશે; અને તેને માટે નવી પેઢી જવાબદાર થશે.

જો એક પેઢીએ દેવાળું કાઢવાનું કૃત્ય કર્યું છે અગર તેની સામે "રીસીવીંગ ઑર્ડર" કાઢવામાં આવ્યો છે, એવી બેંકને નોટીસ મળે એટલે પેઢીના ખાતા પરના અગર તો ભાગીદારના ખાનગી ખાતા પરના ચેક પગાર કરવા નહિ પણ-"રીફર ટુ ડ્રોઅર" એવું લખીને ચેક પાછા વાળવા.

એક ભાગીદારના મરણ અગાઉ અગર તેના પેઢીમાંથી છુટા પડયા પહેલાના લખેલા ચેક નહિ પગાર કરવાની સુચના મળી ન હોય તો તે પગાર કરવામાં કશી હરકત નથી.

**ટ્રસ્ટ ખાતાના હિસાબઃ**—સાધારણ રીતે બેંકો "ટ્રસ્ટ"ના ખાતાં ખોલવા ના પાડે છે; ટ્રસ્ટીઓના ખાનગી નામે ખાતું ખોલવાનું પસંદ કરે

છે જો કોઇ પણ ખાતા પર "ટ્રસ્ટ" લખ્યું હોય અગર બીજી કોઇ રીતે બેંકને ટ્રસ્ટ સંબંધી ખબર પડી હોય તો બધાજ ટ્રસ્ટીઓની ચેક પર સહી જોઇએ કારણ એક ટ્રસ્ટી બીજા ટ્રસ્ટીને પોતાની તરફથી સહી કરવાની સત્તા આપી શકે નહિ.

જો કોઇ ખાતું ટ્રસ્ટીઓના નામથી ઉઘાડાવમાં આવ્યું હોય તો એક ટ્રસ્ટીના મરણની, ગાંડપણની અગર તેણે દેવાળું કાઢવાની ખબર પડે તો તે ખાતું ચલાવવા દેવું નહિ. કારણ કે આવા સંજોગોમાં બીજો ટ્રસ્ટી નીમવાનું "ટ્રસ્ટડીડ"માં લખવામાં આવ્યું હોય.

ઉમરે નહિ પોંચેલા શખ્સોના ખાતાં --

આવા ખાતામાં જ્યાં સુધી જમા બાકી હોય ત્યાં સુધી કશી પણ હરકત આવતી નથી. પણ જો આ ખાતામાં "ઓવરડ્રો" થયું હોય તો નાણાં વસુલ કરી શકાતા નથી. આવા ખાતાં ઉઘાડવાની સાધારણ રીતે બેંકો ના પાડે છે.

## ચેકની લેવડદેવડ.

**ચાલુ ખાતાનો વહિવટ.**

જ્યારે બેંકના ઘરાક, બેંકમાં પોતાનું ચાલુ ખાતું (કરન્ટ એકાઉન્ટ) ખોલે છે ત્યારે તેઓને ત્રણ ચોપડીઓ મળે છે. (૧) "પેઈંગ ઈનસ્લીપ બુક" નાણાં ભરતી વખતે લાવવાની ચોપડી (૨) "પાસ બુક" બેંકની સાથેની લેવડદેવડ નોંધવાની ચોપડી અને (૩) "ચેક બુક". ચેક બુક સ્લીપોની બનેલી હોય છે, તેને કાઉન્ટર ફૉઇલ હોય છે, અને ડાબી બાજુના ભાગ અને જમણી બાજુના ભાગ વચ્ચે આંતરી હોય છે; જેમાંથી જમણી બાજુનો ભાગ લખ્યા પછી ફાડીને જેને ચેક આપવાનો હોય છે, તેને આપવામાં આવે છે, અને ડાબી બાજુનો ભાગ રહેવા દેવામાં આવે છે, અને તેના ઉપરથી ખાતેદાર હિસાબ રાખી શકે છે. આ સ્લીપ પર ખાતેદાર પોતાના ખાતામાંથી નાણાં કોઈને અપાવવા માટેનો બેંક પરનો હુકમ લખે છે. ચેક બુક ૧૬. ૩૨. ૪૮. ૯૬ એ પ્રમાણેના પાનાની હોય છે, અને દરેક ચેક પર જુદા જુદા નંબર આપેલા હોય છે. ઘરાકે ખાતામાંથી નાણાં ઉપાડવા હોય છે ત્યારે બેંકના છાપેલા ચેકના ફાર્મ પર હુકમ લખી નાણાં અપાવી શકાય છે.

## ચેકનો નમુનો.

Surat People's Co-operative Bank Ltd.

સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેંક લી૦

સુરત. તા.

Pay હીરાલાલ માણેકલાલ Or order

the sum of Rs-એક હજાર પાંચસો પુરાઃ—

Rs. ૧૫૦૦—૦—૦ એન. ટી. હરિલાલની કુ૦

આ ચેકમાં "એન. ટી. હરિલાલની કુ૦" ચેક લખનાર "ડ્રૉઅર" છે. સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેંક લી૦ ના ઉપર ચેક લખવામાં આવ્યો છે તેથી તે બેંક (ડ્રૉઇ) બેંક કહેવાય છે અને હીરાલાલ માણેકલાલને નાણાં આપવાનાં છે તેથી તે "પેઇ" કહેવાય છે. જ્યારે હીરાલાલ માણેકલાલ ચેકની પાછળ પોતાની સહી કરે છે ત્યારે તેણે ચેક "એન્ડૉર્સ"

કર્યો કહેવાય અને તેથી તેને "એન્ડૉર્સર" કહેવામાં આવે છે. ઉપલા ચેકમાં "પે હીરાલાલ માણેકલાલ ઑર ઑર્ડર" એમ લખેલું છે તેથી તે ઑર્ડર ચેક કહેવાય અને હીરાલાલ માણેકલાલ ચેકની પાછળ પોતાની સહી કરે તોજ તેના નાણાં બેંકમાંથી મળી શકે. જો આ ચેકના પર બે પેરેલલ લીટી દોરેલી હોય, એટલે ચેક ક્રૉસ કર્યો હોય તો હીરાલાલ માણેકલાલની સહી જોઈએ એટલુંજ નહિ પણ તે ચેકના નાણાં કોઈ પણ બેંકમાં ખાતામાં જમે કરાવવા જોઇએ; કારણ કે ક્રૉસ કરેલા ચેકનાં નાણાં બેંકના કાઉન્ટર પર કોઇ માણસને આપવામાં આવતા નથી, પણ બેંક તરફથી કોઈ નાણાં વસુલ કરવા આવે તેનેજ તેવા ચેકના નાણાં આપી શકાય છે. બધાજ ઑર્ડર ચેક પછાડી "પેઇ"ની સહી થવી જોઇએ. નીચે "બેરર ચેકનો" નમુનો આપ્યો છે.

Surat People's Co operative Bank Ltd.
સુરત. પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લી૦

સુરત. તા.

Pay હીરાલાલ લલ્લુભાઈ or Bearer
the sum of Rs. એક હજાર પાંચસો આના દશ ને પાઇ ચાર ફક્ત
Rs. ૧૫૦૦-૧૦-૪. એન. ડી. હરિલાલની કુ૦"

આ ચેકમાં "પે. હીરાલાલ લલ્લુભાઈ ઑર બેરર" એ પ્રમાણે લખ્યું છે તેથી આ ચેકની પાછળ પેઇની સહી હોવાની જરૂર નથી. જે કોઇ પણ માણસ આ ચેકના નાણાં લેવા જાય તે રૂપીઆ મળ્યાની સહી કરીને આ ચેકનાં નાણાં વસુલ કરી શકે. આ ઉપરથી એટલું તો સ્હેલાઇથી સમજી શકાશે કે જો "બેરર ચેક" ક્રૉસ કરાયલા નહિ હોય તો તે ઘણા જોખમ ભરેલા છે, કારણ કે ગમે તે માણસ તેનાં નાણાં વસુલ કરી શકે છે. જો આવા ચેક ખોવાઇ જાય તો જે માણસને તે ચેક જડે તે માણસની ઇચ્છા હોય તો તે તેના નાણાં બેંકમાંથી મેળવી શકે. ગુમ થયેલા ચેકનાં નાણાં નહિ અપાવવા હોય તો બેંકને વખતસર ચેક ગુમ થયાની ખબર આપવી જોઇએ અને "પેમેંટ સ્ટોપ" કરવા, નાણાં આપવાનું બંધ કરવા બેંકને લખવું જોઇએ.

ઉપર આપણે જોઇ ગયા છીએ કે ચેક બેરર કે ઓર્ડરના લખી શકાય છે. જો પેઇના નામ પછી બેરર કે ઓર્ડર કશું પણ લખ્યું ન હોય તો તે ઓર્ડર ચેક ગણાય અને પેઇની ચેક પછવાડે સહી (એન્ડૉર્સમેંટ ) જોઇએ.

જો કોઇ ચેકનો પેઇ ખોટો માણસ અગર ગરી ગએલો માણસ હોય તો તે ચેક "બેરર" ગણાય. જો ચેકો ભાડુ, માલ, પગાર, ખર્ચ એવી એવી નિર્જીવ વસ્તુની 'ફેવર'માં લખાયા હોય તો ચેકોની પાછળ એન્ડોર્સમેંટ હોવાની જરૂર નથી પણ હમણાં હમણાંમાં બેન્કરોએ આવી નિર્જીવ વસ્તુની "ફેવર"માં લખાયેલા ચેકની પાછળ 'ડ્રોઅર' ની સહી લેવાનો રીવાજ રાખ્યો છે.

પેઇ અગર ડ્રોઅર એમાંથી કોઇ પણ માણસ 'બેરર' શબ્દ ચેકીને ત્યાં 'ઓર્ડર' શબ્દ લખી 'બેરર' ચેકનો 'ઓર્ડર' ચેક કરી શકે છે પણ 'ઓર્ડર' ચેકનો "બેરર" ચેક કરવો હોય તો તે 'ડ્રોઅર' થીજ થઇ શકે, ચેક ઉપર છેકછાક થઇ હોય તો 'ડ્રોઅર' ની ટુંકી સહી (ઇનીશીઅલ્સ) અથવા આખી સહી હોવી જોઇએ અને જો ચેક બે જણાએ લખ્યો હોય તો બન્ને જણાની ટુંકી અગર આખી સહી જોઇએ. ટુંકી સહી લેવા કરતાં આખા સહી માગવી એ વધારે સલામત છે.

## "ચેક પરની તારીખ."

જો ચેક પર તારીખ લખવામાં નહિ આવી હોય તો જે માણસ પાસે ચેક હોય તેને ખરી લાગતી હોય તે તારીખ તે લખી શકે છે. પણ તારીખમાં ફેરફાર કરવામાં આવ્યો હોય તો ચેક લખનારની ટુંકી સહી જોઇએ. ચેક રવિવારે લખી શકાય તેમજ જે તારીખે ચેક લખવામાં આવ્યો હોય તે તારીખ પછીની તારીખ પણ નાંખી શકાય. આવા ચેકોને "પોસ્ટડેટેડ" ચેક કહેવામાં આવે છે. "પોસ્ટડેટેડ" ચેકના નાણાં બેંકે ભૂલથી પગાર કર્યા હોય તો જે તારીખ લખવામાં આવી હોય તે તારીખ આવે ત્યારેજ 'ડ્રોઅર'ના ખાતામાં નાણાં ઉધારી શકાય. આવા ચેકો જ્યારે બેંકરને પગાર કરાવવા માટે દેખાડવામાં આવે ત્યારે 'ચેક પોસ્ટડેટેડ' છે એમ લખી આપીને તે પગાર કર્યા વગર પાછા આપવામાં આવે છે.

## એન્ડૉર્સમેંટ.

ઑર્ડરના ચેક પાછળ 'પેઇ' ફક્ત પોતાની સહી કરે તો તે ચેક 'બેરર' ચેક થઇ જાય છે. આગળ 'ઑર્ડર'ના બ્લાંક એન્ડૉર્સમેંટ. ચેકનો નમુનો આપ્યો છે, તેમાં હીરાલાલ માણેકલાલ ફક્ત પોતાની સહી ચેક પાછળ બીજું કશું પણ લખ્યા વગર કરે તો તે ચેક "બેરર" ચેક થઇ જાય અને પછી તે ચેક ફક્ત એક બીજાને આપવાથીજ તેની માલીકી બદલાય અને પાછળ 'એન્ડૉર્સમેંટ'ની જરૂર પડે નહિ. આવી રીતે કરેલા એન્ડૉર્સમેંટને "એન્ડૉર્સમેંટ ઇન બ્લાંક" કહેવાય છે.

'પેઈ' અગર બીજા જેની પાસે ચેક આવ્યો હોય તે "બ્લાંક એન્ડૉર્સમેંટનું" "સ્પેશીયલ એન્ડૉર્સમેંટ" કરી શકે છે. ઉપલા દૃષ્ટાંતમાં હીરાલાલ માણેકલાલે ફક્ત પોતાની સહી કરીને તે ચેક બાપુભાઈ ગણપતિશંકરને આપ્યો હોય અને બાપુભાઇ ગણપતિશંકરે તે ચેક માણેકલાલ ભુધરદાસને આપવો હોય પણ તેની એવી ઇચ્છા હોય કે માણેકલાલ ભુધરદાસ ચેક પર સહી કરે તોજ તેને ચેકનાં નાણાં મળી શકે તો હીરાલાલ માણેકલાલની સહી ઉપર આ ચેકનાં નાણાં માણેકલાલ ભુધરદાસ અથવા તે અપાવે તેને આપો, એમ લખવું જોઈએ; એટલે પાછો તે ચેક ઑર્ડર ચેક થઇ જાય, અને તેના પર કરેલું એન્ડૉર્સમેંટ "સ્પેશીયલ એન્ડૉર્સમેંટ" થયું ગણાય.

જો કોઇ માણસ આપણને 'ઑર્ડર' ચેક આપતો હોય તો તે ચેક લેતાં પહેલાં જેના 'ફેવરમાં' ચેક લખવામાં આવ્યો હોય તેનું ચેક પાછળ 'એન્ડૉર્સમેન્ટ' લેવાને ચુકવું જોઇએ નહિ. કારણ કે 'પેઈ' એ ચેક પર 'એન્ડૉર્સમેન્ટ,' કર્યું હોય તોજ લેનાર ધણીનો તે ચેક પર પુરો હક થાય છે; કારણ કે 'પેઇ' એ અગર જેની ફેવરમાં ચેક એન્ડૉર્સ કરવામાં આવ્યો હોય તેણે 'એન્ડૉર્સમેન્ટ' કર્યું ન હોય અને ચેક આપનાર ધણીની માલીકીમાં વાંધો હોય તો ચેક લેનાર ધણીને ખરા માલીકને ચેક પાછો આપી દેવો પડે. જો ચેક લેનારે 'પેઇ'ની સહી છે એમ જોઇને ચેક લીધો હોય તો લેનાર ધણીની માલીકીમાં વાંધો આવતો

નથી; પણ જો 'એન્ડોર્સમેન્ટમાં' બનાવટી (forged) સહી કરવામાં આવી છે એવું માલમ પડે તો ચેક લેનારની માલીકીને વાંધો આવે છે.

કેટલીક વખત પાનાચંદ માનચંદનેજ નાણાં આપજો એવી રીતે ચેક પર એન્ડોર્સમેન્ટ કરવામાં આવ્યું હોય છે. આવું એન્ડોર્સમેન્ટ 'રીસ્ટ્રીકટીવ એન્ડોર્સમેંટ' કહેવાય છે.

જો કોઇ માણસ ચેક પર એન્ડોર્સમેંટ કરે છે તે ત્યાર પછીના એન્ડોર્સરને ચેક શીકરાય નહિ તો નાણાં ભરી આપવાને જવાબદાર થાય છે; પણ જવાબદારી ન લેવી હોય તો પોતાની સહીની નીચે "Without recource" એવા શબ્દો લખવા. આવી રીતે ચેક ભાગ્યેજ 'એન્ડૉર્સ' કરવામાં આવે છે ફક્ત કોઇ આડતીઓ ચેક આપતી વખતે આવી રીતે 'એન્ડોર્સમેંટ' કરે છે.

ઉપર એન્ડૉર્સમેંટ કરવાની જે રીતો સમજાવી છે તે નીચે સંક્ષેપમાં આપી છે.

| | |
|---|---|
| | ૧ |
| એન્ડોર્સમેંટ ઇન બ્લાંક | હીરાલાલ માણેકલાલ |
| | ૨ |
| સ્પેશીયલ એન્ડોર્સમેંટ<br>અગર<br>પુરેપુરૂં એન્ડોર્સમેંટ | બાપુભાઇ ગણપતિશંકર અગર તે<br>અપાવે તેને આપજો.<br>હીરાલાલ માણેકલાલ |
| | ૩ |
| રીસ્ટ્રીકટીવ એન્ડોર્સમેંટ | બાપુભાઇ ગણપતિશંકરનેજ નાણાં આપજો.<br>હીરાલાલ માણેકલાલ |
| | ૪ |
| કર્વાલીફાઇડ એન્ડોર્સમેંટ | હીરાલાલ માણેકલાલ<br>( જવાબદારી વગર )<br>Withouth recource, |

ભાગીદાર ન હોય તેવા બે ત્રણ જણની ફેવરમાં ચેક લખાયો હોય તો તે બધાની સહી જોઇએ

**એક કરતાં વધારે શખસની ફેવરમાં લખેલા ચેકો તથા વારંટો.**

પણ શેરના ડીવીડન્ડ વેરાન્ટના સંબંધે બે અગર વધારે નામ પર શેર હોય અને તે પ્રમાણે વહેંચણીનું 'વેરાન્ટ' કહાડયું હોય તો પણ પહેલું જેનું નામ હોય તેની સહીથી નાણાં મેળવી શકાય છે. જો 'ડીવીડન્ડ વેરાન્ટ'માં કંપનીએ નામની જોડણી કરવામાં ભૂલ કરી હોય તો તેવીજ જોડણીવાળી સહી પહેલાં કરવી અને તેની નીચે ખરી જોડણી-વાળી સહી કરવી જોઇએ, અગર ડીવીડન્ડ વેરાન્ટ પરનું નામ સુધારીને લખવા માટે કંપનીપર પાછું મોકલી આપવું જોઇએ.

પેન્સીલથી એન્ડોર્સમેન્ટ કર્યું હોય તો તે ગેરકાયદેસર નથી પણ તે જલદીથી ભુસાઇ જવાનો સંભવ હોવાથી બેન્કરો તેવા એન્ડોર્સમેન્ટવાળા ચેક પગાર કરતા નથી.

એન્ડોર્સમેન્ટ કરતી વખતે કોઇ પણ જાતનો ખીતાબ કે માનાર્થે શબ્દ લખી શકાય નહિ. બેન લીલાવંતી પારેખની ફેવરમાં ચેક લખાયો હોય તો "બેન" શબ્દ લખ્યા વગર સહી થવી જોઇએ. મુલ્લાં ગુલામઅલી મુ. મુરાદઅલીની ફેવરમાં ચેક લખાયો હોય તો "મુલ્લાં" શબ્દ સહી કરતી વખતે લખવો નહિ. પણ કર્નલ કે. વી. કુકડેની ફેવરમાં ચેક લખ્યો હોય તો કે. વી. કુકડે કર્નલ એ પ્રમાણે સહી કરી હોય તો ચાલી શકે.

જો ચેક પર રબર સ્ટાંપથી એન્ડોર્સમેન્ટ કર્યું હોય તો રબર સ્ટાંપ ખરા માલીકે માર્યો છે અગર તેના કહેવાથી કોઇએ માર્યો છે તે વિષેની ચેક પગાર કરનાર બેન્કને ખાત્રી થઇ શકે નહિ માટે વસુલ કરનાર બેન્ક તે વિષેની ગેરંટી આપે તોજ તે ચેક પગાર કરવામાં આવે.

જો ચેક કોઇ મરી ગયેલા માણસના રાખ્યાનો લખાયેલો હોય તો તેના એકઝીક્યુટર અગર એડમીનીસ્ટ્રેટર ( તેની મીલ્કતનો કાયદેસર નીમાયેલો વહીવટદાર ) નીચે પ્રમાણે સહી કરી શકે.

ચંપકલાલ ગુલાબદાસ તે મરહુમ<br>મણીલાલ નરોત્તમદાસની મીલ્કતના<br>વહીવટ કરનાર.

જો ટ્રસ્ટીઓ નીમાયેલા હોય તો બધા ટ્રસ્ટીઓએ ચેક પાછળ **સહી** કરવી **જોઇએ.**

"મેસર્સ રંગીલદાસ"ના રાખ્યાનો **ચેક** હોય તો નીચે **પ્રમાણે સહી** કરવી જોઇએ.

રંગીલદાસ એન્ડ સન્સ, અથવા રંગીલદાસ બ્રધર્સ.

જો ચેક લીમીટેડ કાંની ફેવરમાં લખાયો હોય **તો** યોગ્ય **રીતે** નીમેલા અધિકારીએ નીચે પ્રમાણે સહી કરવી જોઇએ.

**સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેંક લીમીટેડની** વતી.
**ઠાકોરભાઈ સી૦ જાદવ.**
ઑ૦ સેક્રેટરી.

જો કોઇ ચેક પર એન્ડોર્સમેન્ટની સહી ફોર્જ કરેલી હોય **તો** ચેકના નાણાં પગાર કરનારી બેંકની કશી પણ જોખમદારી **નથી.** ફક્ત ચેક **પર** જે પ્રમાણે નામ લખાયેલું હોય **તેજ** પ્રમાણે એન્ડોર્સમેન્ટમાં જોડણી **કરેલી** છે એટલુંજ જોવાને બેંક બંધાયલી છે.

ચેક લખનાર ધણી ચેકના નાણાં નહિ આપવા માટે બેંકને **લખી શકે.** આવા **રીતે** લખવાથી ચેકનું **પેમેંટ** સ્ટોપ કરાવ્યું છે એમ **કહેવાય.** આવી ખબર બેંકને મળ્યા **પછી** નાણાં આપનાર કેશીઅર **અને** લેજર **કર્લાક** બન્ને ઉપર આ કાગળ મોકલી આપવો જોઇએ **અને** બન્ને **જણાએ તે** વિષેની નોંધ રાખવી જોઇએ. ચેકના નાણાં અટકાવવાનું લખ્યા **પછી બેંક** ભૂલથી ચેક પગાર કરી દે તો તે જવાબદાર થાય છે.

## ગુમ થયેલા ચેકો.

જો કોઇ ચેક ખોવાઇ જાય તો જે ધણીએ તે ચેક ખોઈ નાંખ્યો **હોય તે** ધણીએ ચેક લખનાર ( Drawer ) ને ડુપ્લીકેટ **ચેક** આપવા **માટે અરજી** કરવી જોઇએ અને ડ્રોઅરથી ડુપ્લીકેટ આપવા ના **પાડી શકાય** નહિ પણ તે **અરજદાર** પાસે ડુપ્લીકેટ આપવાના કારણે પોતાને કંઇ પણ નુકશાન જાય તો તે બદલનું જામીનખત (Indemnity Bond) **માંગી શકે.** આગલો ચેક **ગુમ થયાની** ખબર ડ્રોઅર બેન્કને આપે **અને તે પગાર થયો નથી** અને તેનું પેમેંટ સ્ટોપ કરવામાં આવ્યું છે એવા બેન્ક **તરફથી સમાચાર મળેથી ડુપ્લીકેટ ચેક આપવામાં આવે છે.**

## ક્રોસ્ડ ચેક.

ચેકને ક્રોસ કરવાની પદ્ધતિ સૌથી પહેલી યુનાઇટેડ કીંગડમમાં દાખલ કરવામાં આવી હતી અને હવે ધીરે ધીરે બીજા દેશોમાં પણ તે દાખલ થઇ છે.

### જનરલ ક્રોસીંગ.

૧

૨ & Co.

3 Under Rs. one hundred only.

& Co.

૪ & Co.

Not negotiable

૫ A/c Payee only

ઉપર જનરલ ક્રોસીંગ કરવાની જુદી જુદી રીતે બતાવી છે. ક્રોસ કરેલા

ચેકના નાણાં પેઇને કાઉન્ટર પર મળી શકે નહિ પણ કોઇ બેન્ક પોતાના ઘરાક વતી નાણાં વસુલ લેવા જાય તો મળે.

ક્રોસીંગ બે જાતનાં હોય છે. **જનરલ** અને **સ્પેશીઅલ.** ઉપર બતાવેલા ક્રોસીંગમાંથી કોઇ પણ જાતનું ક્રોસીંગ કર્યું હોય તો તે જનરલ ક્રોસીંગ કહેવાય અને આવા ચેકના નાણાં કોઇ પણ બેન્ક વસુલ કરી શકે છે. ક્રોસ કરેલા ચેકનાં નાણાં કોણે વસુલ કર્યા છે તે સહેલાઇથી જાણી શકાય છે. ક્રોસ કરેલો ચેક વટાવતાં બીન હકદાર પકડાઇ જાય છે તેથી ટપાલમાં ચેક મોકલવા હોય તો ક્રોસ કર્યા વગર મોકલવા નહિ. જો ક્રોસીંગમાં "એકાઉન્ટ પેઇ ઓન્લી" એટલે આ ચેકનાં નાણાં પેઇના ખાતામાંજ જમે કરવાનાં છે એવા શબ્દો લખ્યા હોય ત્યારે તો પેઇ વગર બીજા કોઇના ખાતામાં તે ચેકના નાણાં બેન્કથી જમે કરાય નહિ એટલે તેવા ચેક ખોવાય તો કોઇ પણ સંજોગોમાં નુકસાન થાય નહિ.

(સીમ્પલ)સાદા ક્રોસીંગની બાજુમાંજ કેટલીક વખત "not negotiable" એવા શબ્દો લખવામાં આવે છે. આ શબ્દોનો અર્થ સમજાવવા માટે "negotiable Instrument" નો અર્થ સમજાવવાની જરૂર છે.

*Negotiable Instrument* (આપ લે કરીને માલકી ફેરબદલ કરી શકાય એવા કીમતી દસ્તાવેજો) એવી જાતની મિલ્કત ગણાય છે કે જો કોઇ પણ માણસને વેચનારની માલીકી વિષે શકાશીલ થવાનું કારણ ન મળ્યું હોય અને કીમત આપી સાધારણ વેપારની રીત પ્રમાણે તે ખરીદ કરે તો તે ધણી આ દસ્તાવેજોનો માલીક થઇ શકે છે અને વચનારની માલીકીમાં કંઈ પણ વાંધો અગર ખામી હોય તોપણ ખરીદ કરનારના હકને કશો પણ બાધ આવતો નથી. રાજના ચલણી સીક્કા, નોટ, બીલ ઑફ એકસ્ચેઇન્જ, ચેક, હુંડી, પ્રોમીસરી નોટ, બેન્ક નોટ, ડીવીડન્ડ વારંટ એ બધાં નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ ગણાય છે.

એક દૃષ્ટાંત આપી નેગોશીએબલ અને નેગોશીએબલ નહીં તેવા દસ્તાવેજોની વાત સમજાવીશ. એક માણસે સરકારી ચલણી નોટ રૂા. ૧૦૦) ની તથા પોસ્ટલ ઓર્ડર એ બે વસ્તુની ચોરી કરી અને એક વેપારીને તે બન્ને ચીજ આપીને માલ ખરીદ કર્યો. ચલણી નોટના સંબંધમાં વેપારીને કશી હરકત પડી નહિ પણ પોસ્ટલ ઓર્ડર નેગોશીએબલ નહિ હોવાથી પોસ્ટલ ઓર્ડરના વસુલ કરેલા નાણાં ખરા ધણીને પાછા આપી દેવા પડયા.

ચેક નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટ છે; અને જો તેના પર "નોટ નેગોશીએબલ" એવું લખ્યું ન હોય તો બીન હકદાર પાસેથી પણ ચેક ખરીદ કર્યો

હોય તો ખરીદ કરનાર તે ચેકનો ખરો માલીક થઇ શકે છે. પણ "નોટ નેગોશીઅબલ" એવા શબ્દો ચેક પર લખ્યા હોય તો તે ચેક ખરીદનારને ચેતવણી આપવા માટે છે. તે શબ્દોથી એવું સમજવાનું છે કે ચેક લેતાં પહેલાં વટાવનારની માલીકી વિષે પૂરી તપાસ કરશો.

ડ્રોઅર અગર બીજો કોઇ પણ માણસ ચેક પર ક્રોસીંગ કરી શકે પણ ક્રોસીંગ કરેલું રદ કરવું હોય તો તે ડ્રોઅરેજ રદ કરવું પડે અને "Pay cash" નાણાં રોકડા આપજો એવું લખીને પોતાની સહી કરવી જોઇએ આ પ્રમાણે કરવાથી ક્રોસીંગ **ઓપન** કર્યું કહેવાય.

ક્રોસ કરેલા ચેક ઓપન કરવાની કાયદામાં છૂટ નથી. ફકત વેપારી રીવાજથી ક્રોસીંગ ઓપન થઇ શકે છે માટે ઓપન કરેલા ચેકો બહુ કાળજીથી પગાર કરવા જોઇએ કારણ કે ડોઅરની સહી ફૉર્જ કરીને ક્રોસીંગ ઓપન કર્યું હોય તો બેન્ક તેવા ચેક પગાર કરવા માટે જવાબદાર ગણાય છે.

## સ્પેશીઅલ ક્રોસીંગ.

૬

સુરત ડીસ્ટ્રીકટ કોઓપરેટીવ બેંક લી૦

૭

બોમ્બે પ્રો૦ કોઓપરેટીવ બેંક લી૦

૮

અંકલેશ્વર અર્બન કોઓપરેટીવ બેંક લી૦

એકાઉન્ટ પેઇ ઓનલી.

૯

નોટ નેગોશીએબલ.

જંબુસર પીપલ્સ કોઓપરેટીવ બેંક લી૦

૧૦

ગોધરા સીટી કોઓપરેટીવ બેં લી૦

ફકત રતિલાલ નાથજી ત્રિવેદીના ખાતામાં જમા કરવા.

નંબર-૬ વાળા ચેકના નાણાં ફક્ત સુરત **ડીસ્ટ્રીકટ** કોઓપરેટીવ **બેંકનેજ** મળી શકે, બીજી કોઇ પણ બેંક નાણાં વસુલ **કરવા જાય તો તેને** મળે નહિ.

નંબર-૮ વાળા ચેકના નાણાં ફક્ત અંકલેશ્વર **અર્બન કોઓપરેટીવ** બેંકને મળે એટલુંજ નહિ પણ તેણે પોતાના ખાતામાં તે ચેકના નાણાં **જમા** કર્યા છે એવું લખવું જોઇએ. બીજા બધા ક્રોસીંગ **સમજી શકાય** તેવા છે.

ઉપર જુદી જુદી જાતના સ્પેશીયલ ક્રોસીંગના નમુના આપ્યા છે.

ચેકના વહિવટના નિયમો સંક્ષેપમા ઉપર સમજાવ્યા છે. હવે બેન્કો **શા શા કારણથી** નાણા પગાર કર્યા વગર ચેકો પાછા વાળે છે તે વિષે થોડી હકીકત આપીશું.

જ્યારે કોઇ બેન્ક ચેક પગાર કર્યા **વગર** પાછો કાઢે **ત્યારે** ચેક લખનારના ખાતામા પુરતા **પૈસા** ન હોવાને **લીધે** 

**ચેક પાછા વાળવાના કારણો.**

ચેક પાછો વાળ્યો છે એમ સમજવાનું **નથી. ઘણી** વખત એન્ડોર્સ મેન્ટ બરાબર **નહિ હોવાથી** ચેક પાછો વાળવામાં આવે છે. દાખલા તરીકે ભગવાન **દાસ વ્રજભુખણદાસની** ફેવરમા ચેક લખાયો હોય અને એન્ડોર્સમેન્ટ કરતી **વખતે** ભગવાનદાસ વ્રજભુખણદાસ લખ્યું હોય તો **"એન્ડોર્સમેન્ટ ઇરેગ્યુલર"** છે એમ લખી ચેક પાછો વાળવામાં આવે **છે.** તેવીજ રીતે **ચુ.** રા. સેલતની ફેવરમા ચેક લખાયો હોય અને એન્ડોર્સમેન્ટ કરતી **વખતે** રા. ચુ સેલત કરવામાં આવે તો એન્ડોર્સમેન્ટ ખોટું ગણાય. **જ્યારે કોઇ ઘરાકે એન્ડોર્સમેન્ટ** ખોટું કરેલું હોવાને લઇને ચેક **પાછો** આવે ત્યારે **જે ઘરાકે** એન્ડોર્સ કરવામાં **ભૂલ** કરી હોય તે ઘરાકે ભૂલ સુધારી **ફરીથી એન્ડોર્સમેન્ટ** કરવું.

"Refer to drawer." (R. D.) જ્યારે ઘરાકના ખાતામાં **દેખાડ થએલા** ચેકનાં નાણા આપી શકાય તેટલી રકમ **જમા હોતી નથી ત્યારે "રીફર ટુ ડ્રોઅર"** એમ લખીને ચેક પાછો વાળવામાં આવે છે.

"Not sufficient funds" (N. ફ.) જ્યારે ચેક લખનારના **ખાતામાં થોડી** રકમ જમા હોય પણ ચેકનાં નાણા આપવા પૂરતી રકમ **જમા હોતી નથી** ત્યારે "નોટ સફીસીયન્ટ ફંડઝ" એવું લખીને ચેક પાછો **વાળવામાં આવે છે.** કેટલી રકમ ખુટે છે તે બેન્કવાળા કહેતા **નથી** તેમ

જેટલી રકમનો ચેક લખ્યો હોય તેનાથી ઓછી રકમ પણ આપવામાં આવતી નથી.

"Post dated." જ્યારે ચેક લખનારે જે તારીખનો ચેક લખ્યો હોય તે તારીખ પછીની કોઈ તારીખ લખી હોય તો તે ચેક પોસ્ટ ડેઇટેડ કહેવાય છે. પોસ્ટ ડેઇટેડ ચેકનાં નાણાં બેન્કરો ભાગ્યેજ આપે છે અને જો કદાચ ભૂલથી આપ્યા હોય તો ચેક પર જે તારીખ લખી હોય તે તારીખ આવે નહિ ત્યાં સુધી ઘરાકને ખાતે તેના નાણાં ઉધારી શકાય નહિ. પોસ્ટ ડેટેડ ચેક તેના પર લખેલી તારીખ આવે નહિ ત્યાં સુધી રાખી મુકવા જોઇએ અને તે ચેક પર લખેલી તારીખેજ તેનો બેન્કમાં દેખાડો કરવો જોઇએ. જો તે પહેલાં દેખાડ કરવામાં આવે તો ચેક પોસ્ટડેઇટેડ છે એમ લખી આપી ચેક પાછો વાળવામાં આવે. કેટલીક વખત કોઇ વ્યાપારી પાસે નાણાં નહિ હોવાને કારણે પોસ્ટ ડેઇટેટ ચેક આપવાની તે તદબીર કરે છે પણ આમ કરવાથી તે વેપારીની શાખ નબળી ગણાવામાં આવે છે.

"Effects not cleared." જ્યારે કોઇ ઘરાકે બેન્કમાં પોતાના ખાતામાં ચેક વગેરે જમા કરાવ્યા હોય છે અને તે ચેકો વસુલ થાય તે પહેલાં તેણે બેન્કમાં પોતાના ખાતા પર લખેલા ચેકનો દેખાડ થાય છે. ત્યારે "ઇફેક્ટસ નોટ કલીઅરડ" લખી આપીને ચેક પાછો વાળવામાં આવે. આવી રીતે ચેક પાછા વાળવામાં આવે છે ત્યારે બેન્કને પોતાના ઘરાકમાં વિશ્વાસ નથી એવું દેખાય છે. કેટલીક વખત "ઇફેક્ટસ નોટ કલીઅરડ" એ શબ્દોની પછી "પ્રેઝન્ટ અગેઇન" એવું પણ લખવામાં આવે છે. આવા ચેક જરૂર લાગે ત્યાં સુધી ફરી ફરી દેખાડયા કરવા. ચેકનો ફરી દેખાડ કરવાને કેટલીક વખત થોડું કમીશન લેવામાં આવે છે.

જ્યારે એક ઘરાકના ખાતામાં ચેક સ્વીકારવા જેટલા પૈસા હોતા નથી અને તે ચેક પરનું એનડોર્સમેંટ ખોટું હોય છે ત્યારે બેંકે R. D. અગર N. S. નહિ લખતાં ઘણું ખરૂ "'એન્ડોર્સમેંટ ઇરેગ્યુલર" એમ લખી આપીને ચેક પાછો વાળે છે. આવા ચેક પર બેંકરની ઇચ્છામાં આવે તો "R. D." અગર N. S. પણ લખી શકે છે.

Words and figures differ, amounts differ. કેટલાક લોકો ચેક લખવામાં સાવચેતી વાપરતા નથી, તેથી કેટલીક વાર એવું બને

છે કે ચેકના અંદરના ભાગમાં લખેલા શબ્દો અને ચેકના ડાબા હાથનાં ખુણા પર લખેલા આંકડા મળતા આવતા નથી. જો કે બેંક શબ્દમાં લખેલી રકમ કાયદેસર રીતે આપી શકે છે તો પણ આવી રીતના લખાયલા ચેકો "એમાઉન્ટ ડીફરસ" એમ લખી આપીને પાછા વાળવામાં આવે છે.

" Cheque mutilatcd " જે ચેકનો દેખાડ કરવામાં આવે તે ચેક ફાટી ગએલો હોય તો ચેક લખનારનો ચેક રદ કરવાનો ઇરાદો હતો એમ માનીને ચેક પાછો વાળવામાં આવે પણ જો આ ફાટેલા ચેકને દેખાડ કરનારી બેંક સાંધી લે અને અમારાથી ચેક અકસ્માસ્ત રીતે ફાટી ગયો હતો એવું લખી આપી પોતે સહી કરે તો તે ચેક પગાર કરવામાં આવે. જો કોઇ માણસથી કાગળ ઉઘાડતાં ચેક ફાટી જાય તો તેણે તેને સાંધી લેવો અને મારાથી અકસ્માત રીતે ફાટી ગયો છે એવું લખીને પોતાની સહી કરવી અને પછી બેંકમાં પોતાના ખાતામાં ભરવા જતી વખતે બેંકને તે વાત સમજાવી, તે ચેકનો દેખાડ કરતા પહેલાં ગેરંટી આપવા વિનંતિ કરવી.

"Drawer's signature differs" બેંકના ઘરાકે ખાતુ ખોલતી વખતે સહીનો નમુનો આપ્યો હોય તે નમુના પ્રમાણેજ સહી કરીને ચેક લખવા જોઇએ. જો અક્ષરની લઢણમાં અને સહી કરવાની રીતમાં ફેરફાર હોય તો "ચેક લખનારની સહી મળતી આવતી નથી" એમ લખી આપી ચેક પાછા વાળવામાં આવે.

" Out of date" જો એક ચેક લખ્યાને છ મહીના કરતાં વધારે વખત થઇ ગયો હોય તો ચેક "સ્ટેઇલ" છે અગર "આઉટ ઓફ ડેઇટ" છે એમ કહીને ચેક પાછો વાળવાનો રિવાજ છે, તેમ છતાં ચેક લખી આપનાર છ વર્ષ સુધી નાણાં આપવાને બંધાયલો છે; પણ જો ચેક બતાવવાને ઢીલ થવાથી ચેક લખનારને નુકશાન થયું હોય તો તેની જવાબદારી રહેતી નથી.

આ ઉપરાંત ચેક લખનાર મરી ગયો છે, ચેક લખનારે નાણાં નહિ આપવાનો હુકમ કર્યો છે, ચેકમાં થએલી છેકછાક પર ચેક લખનારની નાની સહી જોઇએ., ખાતું બંધ થઇ ગયું છે, એવાં એવાં કારણોને લઇને ચેક પાછા વાળી શકાય છે.

એક બેન્ક ઘરાકના ખાતામાં જેટલી રકમ જમા હોય તેટલી હદ સુધી લખાયલા ચેકો પગાર કરવાને બંધાએલી છે. તેવીજ રીતે નાણાં જમા હોય તેના કરતાં વધારે ઉપાડવા માટે એટલે ઓવર ડ્રાફ્ટ માટે ગોઠવણ થઇ હોય ત્યાં સુધીના ચેક પગાર કરવાને બેન્ક બંધાએલી છે. જો કોઇ બેન્ક ભૂલથી નાણાં હોવા છતાં ચેક પગાર કર્યા વગર પાછો વાળે તો તેણે પોતાના ઘરાક સાથેના કરાર ભંગ કર્યો કહેવાય અને તેથી પોતાના ઘરાકને નુકસાની આપવાને જવાબદાર થાય.

જો કોઇ ચેક પર ડ્રોઅરની ખોટી સહી કરવામા આવી હોય અને તેવા ચેકના નાણાં બેન્ક ભૂલથી આપે તો તેવા ચેકના નાણાં બેન્કથી ઘરાકને ખાતે ઉધારાય નહિ.



# બીલ ઓફ એકસચેઇન્જ, હુંડી તથા ચેકના વહિવટના નિયમો.

**નેગોશીઅબલ એટલે શું.**

બીલ ઓફ એકસચેઇન્જ, ચેક, હુંડી અને ચીઠ્ઠી, નાણાંની આપ લે કરવા માટે જરૂરી સાધનો છે. અંગ્રેજી ભાષામાં તે "Negotiable Instruments" નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ કહેવાય છે. સાધારણ રીતે જે વસ્તુ આપણી માલીકીની નથી તે વસ્તુની માલીકી આપણે બીજાના નામ પર કરી આપી શકીએ નહિ, પણ Negotiable Instruments ના સબંધમાં આ નિયમ લાગુ પડતો નથી. આપલે કરીને માલીકી ફેરબદલ કરી શકાય એવા કીંમતી દસ્તાવેજો (Negotiable Instruments) એવી જાતની મિલ્કત ગણાય છે કે વેચનારની માલીકી વિષે શંકાશીલ થવાનું કારણ ન મળ્યું હોય ને કીંમત આપી સાધારણ વ્યવહારમાં જો કોઇ પણ માણસ આવા કીંમતી દસ્તાવેજો ખરીદ કરે તો તે ધણી આ દસ્તાવેજોનો માલીક થઇ શકે છે અને વેચનારની માલીકીમાં કંઇ પણ વાંધો અગર ખામી હોય તો પણ ખરીદ કરનારને કશો પણ બાધ આવતો નથી.

રાજ્યના ચલણી સીક્કા, બીલ ઓફ એકસચેઇન્જ, ચેક, પ્રોમીસરી નોટ, બેન્ક નોટ, ડીવીડન્ડ વોરંટ, શેર વોરંટ વગેરે નેગોશીએબલ ગણાય છે.

**હુંડીની વ્યાખ્યા.**

બીલ ઓફ એકસચેઇન્જ, ડ્રાફ્ટ અગર હુંડી એક સખ્સે બીજા સખ્સ ઉપર લખેલો બીનશરતી હુકમ છે; જેના પર હુકમ કરનાર પોતાની સહી કરે છે અને જ્યારે માંગવામાં આવે ત્યારે અગર નક્કી કરેલા અગર નક્કી થઇ શકે તેવા કોઇ વખતે ચોકસ નક્કી કરેલી રકમ અમુક માણસને અગર તે માણસ જેને આપવા કહે તેને અગર તે હુંડી લાવનાર ધણીને, આપવાનું જેના ઉપર હુકમ લખવામાં આવ્યો છે તેને, ફરમાવવામાં આવે છે.

**હુંડી લખવામાં ધ્યાનમાં રાખવાની આઠ વાત.**

બીલ ઓફ એકસ્ચેઇન્જ, ડ્રાફ્ટ અગર હુંડીના સંબંધમાં નીચેની આઠ વાતો ધ્યાનમાં રાખવાની છે. (૧) હુકમ (૨) બીનશરતી (૩) લેખિત (૪) બીલ લખનારની સહી (૫) કોને હુકમવાળો કાગળ આપવામાં આવ્યો છે (૬) ચોકસ કરેલી અગર ચોકસ થઇ શકે તેવી નાણાં આપવાની તારીખ (૭) ચોકસ રકમ (૮) જેણે રકમ આપવાની છે તેનું નામ.

નીચેના શબ્દો પણ હુંડીના વહીવટમાં યાદ રાખવા જેવા છેઃ—

ડ્રોઅર (Drawer)=હુંડી લખનાર, તેણે બીલ પર સહી કરવી જોઇએ.

ડ્રોઇ (Drawee)=જેના પર હુંડીના નાણાં પગાર કરવાનો હુકમ લખ્યો હોય તે ધણી અને જો તે ધણી હુંડી પાછળ નાણાં પગાર કરવાની કબુલત લખી આપે તો તે હુંડી કબુલ કરનાર acceptor કહેવાય.

પેઇ (Payee)=ચેક અગર હુંડીના નાણાં જેને આપવા માટે લખ્યું હોય તે ધણી.

એન્ડૉર્સર (Endorser)=હુંડીના નાણાં જે ધણીને, આપવા લખ્યું હોય તે ધણી હુંડીના પાછળ સહી કરે ત્યારે તે એન્ડોર્સર કહેવાય.

## કેવી જાતના દસ્તાવેજો બીલ ઓફ એકસચેઇન્જ ગણાય નહિ.

"આ હુંડીના નાણાં આપશો તો મારા ઉપર ઉપકાર થશે." એવા શબ્દ હુંડીમાં લખ્યા હોય તો તે બીલ ઓફ એકસચેઇન્જ કહેવાય નહીં કારણ કે તે લખાણ હુકમના રૂપમાં નથી.

અમુક બનાવ બનેથી નાણાં આપવાનું જે બીલોમાં લખ્યું હોય તે નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેંટ ગણાય નહિ. દાખલા તરીકે "ભગવાન રામજી પાસેથી નાણાં મળેથી નાણાં આપજો." આવી રીતના લખાણવાળો કાગળ બીલ ઓફ એકસચેઇન્જ કહેવાય નહિ.

"અમુક ફંડમાંથી નાણાં આપજો" એમ લખ્યું હોય તો તે બીન સરતી હુકમ નહિ કહેવાય; પણ અમુક ફંડ ખાતે ઉધારીને અગર અમુક ખાતે નાણાં ઉધારીને આપવાનું લખ્યું હોય તો તે ચાલી શકે.

**ઇનલેન્ડ બીલ.** જે દેશમાં હુંડી લખેલી હોય અને તેજ દેશમાં તેના નાણાં મળે તેમ હોય અગર જે દેશમાં હુંડી લખેલી હોય અને તેજ દેશમાં રહેતા કોઈ માણુસ ઉપર લખવામાં આવી હોય તે ઇન્લેન્ડ બીલ ( Inland Bill ) કહેવાય. એ સિવાયના બધા ફોરીન બીલ ( **Foreign Bill** ) કહેવાય. બીલ કોઇ પણ ભાષામાં લખી શકાય છે.

## બીલ ઓફ એકસચેઇન્જના નમુના

SURAT.
September 2nd 1925.

**Rs. 1000.**

Two months after date pay to **Moreshwar** Pautubhai or order Rupees one thousand only for value received.

To,
Maneklal Surajram.
Kalbadevi Road, Hiralal Parbhudas.
Bombay.

Three months after date pay to me or my order &c.

One month after date pay to bearer &c.

On demand pay to me or to my order &c.

બીલ કયાંથી લખવામાં આવ્યુ છે અને કયાં તેના નાણાં મળશે તે જણાવ્યું ન હોય તો તે ખોટું ઠરતું નથી.

તારીખ ન નાંખી હોય તો પણ બીલ ખોટું કહેવાય નહિ. જેની પાસે બીલ હોય તે માણસ પોતાને ખરી લાગે તે તારીખ નાંખી શકે, અને તે તારીખ ખોટી ઠરે તો પણ

**તેણે** મુકેલી તારીખ તે ખરી છે એમ માનતો હોય તો, તેના હકને કશો પણ બાધ આવતો નથી.

હુંડી પગાર કરવાની તારીખ નક્કી કરેલી અગર નક્કી થઇ શકે તેવી હોવી જોઇએ. જો કોઈ બનાવ અવશ્ય બને તેવો હોય **અને** તે બનવા પછી રૂપીઆ આપવા કહ્યું હોય તો તે ચાલી શકે. જેમકે અમુકકરાયના મરણ પછી એક મહિનો રહીને, રૂપીઆ એક હજાર આપશો.

**હુંડી પગાર કરવાની તારીખ.**

**જો** નાણું ભરવાની તારીખ લખી ન હોય તો દેખાડ થયેથી નાણું ભરવાના **છે,** એમ સમજવાનું. જો કોઇ પણ હુંડી પાકી ગયા પછી સ્વીકારવામાં આવે અગર એન્ડોર્સ કરવામાં આવે તો સ્વીકારનાર તથા એન્ડોર્સ કરનારને માટે તો તે દર્શણી હુંડી ગણી શકાય.

દેખાડ થયા પછી અમુક દીવસે રૂપીઆ આપશો એવું જે હુંડીમાં લખ્યું હોય તેવી હુંડીમાં દેખાડ થયા પછીજ પાકવાની તારીખની ગણત્રી થઇ શકે, માટે આવી જાતની હુંડીનો દેખાડ હુંડી મળે કે તરતજ કરવો જોઇએ.

જે હુંડીના ઉપર જેણે પોતાની સહી કરી નથી અગર જેના પર પોતે સત્તા આપેલા માણસે સહી કરી નથી તે હુંડીને માટે તે માણસ જવાબદાર થતો નથી; પણ જેઓ તે બીલ પાછળ પોતાની સહી કરે છે તેઓને માથે જવાબદારી પડે છે. આ માણસો તે બીલમાં સામેલ થયા છે, એમ કહેવાય છે.

ઓર્ડરની હુંડીમાં જે ધણીના ઓર્ડરથી હુંડીના નાણું આપવાના હોય તે ધણી અગર તેનો અધિકાર આપેલો માણસ સહી ન કરે ત્યાં સુધી તે હુંડીની માલીકી ટ્રાન્સફર થયેલી ગણાય નહિ. જો "પેઇ" **ખોટો માણસ** છે તો હુંડી "બેરર" ગણાય છે. જો હુંડી બેરર હોય તો તેની પાછળ મતાની જરૂર નથી!—તે ઉપરાંત જે હુંડીની આપ લે થવા લાગી છે. Negotiate થઇ છે તે હુંડી પર છેલ્લા ધણીએ કોને નાણું આપવાના છે એમ ન લખ્યું હોય તો હુંડી **"બેરર" થયલી સમજવી.**

જમનાદાસ લાલભાઈનેજ નાણું આપશો. એવું જે હુંડીમાં લખ્યું હોય તે નેગોશીઅબલ ઇન્સ્ટ્રુમેંટ ગણાય નહિ.

ઉપર ડાબા હાથ પર આંકડામાં હુંડીની રકમ લખવામાં આવી છે. ને હુંડીની અંદરના ભાગમાં રકમ શબ્દમાં લખાઇ છે. જો તે બન્ને રકમમાં ફેરફાર હોય તો શબ્દમાં લખેલી રકમ પ્રમાણે વ્યવહાર કરવામાં આવે છે.

" Value received " એ શબ્દોની જરૂર નથી.

## ચેક.

a cheque is a B/E drawn on a Banker payable on demand ( ચેક બેંક પર લખેલું અને જ્યારે માગં ત્યારે નાણા મળે તેવું બીલ ઓફ એકસચેઇન્જ છે. )

દર્શણી હુંડીનો કાયદો ચેકને લાગુ પડે છે અસલ ગમે તેવી રીતે ચેક લખાતા હતા પણ હવે બેંક પોતાના ઘરાકોને ચેક બુક આપે છે તેના પર ચેક લખાવા જોઇએ. ચેકનું ફાર્મ નીચે પ્રમાણે હોય છે.

નંબર સુરત તા.

સુરત પીપલ્સ કોઓપરેટીવ બેંક લી૦

પે ________________ ઓર ઓાર્ડર

રૂપીઆ. ________________

રૂ... ........

હુંડી અને ચેક વચ્ચે નીચેના તફાવત છેઃ—

હુંડી જે ધણીના ઉપર લખવામા આવી હોય તેણે સ્વીકારવી જોઇએ ને ધણી સ્વીકારે તોજ તે હુંડીના નાણા આપવાની તેની જવાબદારી ગણી શકાય. બેંક કોઈ દહાડો સ્વીકારતી ચેક નથી, અને તેથી જે ધણી પાસ ચેક હોય તેને નાણા પગાર નહિ કરવા માટે બેંક જવાબદાર નથી. જો કોઇ પણ જાતનો ઉપાય ચેકના નાણાં નહિ મળવા સંબંધે લેવાનો હોય, તો તે બેંક અને બેંકના ઘરાક વચ્ચેના કરાર ભંગ થયા સંબંધેનોજ હોય છે.

હુંડીનો સ્વીકાર કરવા માટે તેમજ પગાર કરવા માટે યોગ્ય રીતે દેખાડ થવી જોઇએ ને જો તેમ ન કરવામાં આવે તો હુંડી લખનાર પોતાની જવાબદારીમાથી મુકત થાય છે.

ચેકનો લખનાર ધણી ચેક પગાર થવા માટે મોડો લઇ જવામાં આવ્યાના કારણે જવાબદારીમાંથી મુકત થતો નથી પણ જો તેના ખાતામાં નાણાં જમે હોય અને મોડું થવાથી બેંક ભાંગી પડવાને લીધે નાણાં પગાર થઇ શકે તેમ નહિ હોય તોજ લખનાર જવાબદારીમાંથી મુકત થાય છે. આ સંજોગોમાં ચેકના માલીકે બેંકની નાદારીમાં પોતાનો હક નોંધાવવો જોઇએ અને ચેકના માલીકને જે નુકસાન થાય તેમ.થી ચેક લખનાર મુકત થાય છે.

ચેક નહિ સ્વીકારાયાને માટે ખબર આપવાની જરૂર નથી. ખાતામાં નાણાં નથી એજ પુરતી ખબર આપ્યા બરાબર છે.

જો ચેક વ્યાજબી સમયમાં પગાર કરવા માટે દેખાડવામાં આવે નહિ તો ચેક પર જેણે મતું માર્યું છે તે ધણી જવાબદારીમાંથી છુટી જાય છે. જો કે ચેક લખ્યાની તારીખથી છ વર્ષ સુધી ચેક લખનાર જવાબદાર છે તો પણ બેંકો સાધારણ રીતે ચેક લખ્યાની તારીખથી છ મહિના પછી નાણાં આપતી નથી.

ચેકના નાણાં અમુક માણસને અગર તે જેને આપવાનું કહે તેને આપવાના હોય છે; અગર જે ચેક લઇને જાય તેને નાણાં આપવાના હોય છે. આ માણસ "Payee" કહેવાય છે. જો 'પેઇ' નું નામ લખ્યું હોય તો તે ચેક પાછળ સહી કરી નાણાં લઇ શકશે અગર પાછળ સહી કરી બીજાને વેચી શકશે. ચેકના ઉપર પેઇ જે ધણીને તેનાં નાણાં અપાવવા માંગતો હોય તેનું નામ લખે તો તે ઓર્ડર ચેક થાય. જેવી રીતે ચેક પાછળ સહી કરનાર માણસ પોતાની ફકત સહી કરીનેજ ઓર્ડર ચેક 'બેરર' ચેક કરી શકે છે તેવીજ રીતે જે ધણી પાસે બેરર ચેક આવ્યો હોય તે ધણી આગલી સહીના ઉપર પોતાને અથવા બીજા કોઈ ધણીને તે ચેકના નાણાં મળી શકે એવું લખીને બેરર ચેકનો ઓર્ડર ચેક કરી શકે છે.

જે ચેકની પાછળ પેઇ અગર બીજા કોઇ એન્ડોર્સરે અમુક માણસને અગર તે લખે તેને ચેકના નાણાં આપવાનું ફરમાન કર્યું હોય તો તે ચેક સ્પેશીઅલ એન્ડોર્સમેંટવાળા ગણાય છે. અને જો પેઇ અગર બીજા કોઇ એન્ડોર્સરે ફકત પોતાની સહી કરી હોય તો "બ્લાંક એન્ડોર્સમેંટ

કર્યું કહેવાય. જો કોઇ ચેક તેના નાણાં એ. બી. નેજ મળે એવી રીતે લખાયલો હોય, અને તેના પર " નોટ નેગોશીઅબલ " એવું લખ્યું હોય તો એ. બી વગર બીજા કોઇને તેના નાણાં મળે નહિ અને જો બીજો કોઇ માણસ તેના નાણાં લેવા જાય તો તેણે બેંકને પોતાની ઓળખ બરાબર આપવી જોઇએ.

ચેક લખનાર ધણી પર દાવો કર્યા પડેલા ચેક પગાર કરવા માટે બેંકમાં બતાવવો જોઇએ. જો ચેક "ક્રોસ" કર્યો હશે તો ચેકના નાણાં બીજી બેંક મારફતેજ પગાર કરવામાં આવશે. પણ જે ધણીને નાણાં આપવાનું લખ્યું હશે તે ધણીને રોકડા નાણાં આપવામાં આવશે નહિ. તેમજ ચેક પર જે તારીખ લખી હશે તે તારીખ થઇ નહિ હોય તો નાણાં આપવામાં આવશે નહિ. પણ જો ચેક પર ડ્રોઅરે સહી કરી હોય, અને જો ઓર્ડર ચેક પર જેના ઓર્ડરનો ચેક હોય તેની સહી હોય અને જો ડ્રોઅરના ખાતામાં ચેકના પુરેપુરા નાણાં આપી શકાય તેટલી સીલક જમા હોય તો જે ધણી ચેકનો દેખાડ કરે છે તે તેના નાણાં મેળવવાને હકદાર છે અને જો બેંકર પોતાના ઘરાકના ચેક પગાર કરવાને બેદરકારી બતાવે છે તેના પર બેંકનો ઘરાક (ખાતેદાર) ડેમેજીઝ માટે દાવો કરી શકે છે.

ચેકો બેરર અગર ઓરડરના હોય છે. બેરર ચેકના નાણાં ગમે તે માણસ લઇ જઇ શકે છે. અને ઓર્ડરમાં પણ માણસનું નામ ચોકખું ના હોય તો ગમે તે નાણાં લઇ જઇ શકે છે.

જ્યારે પેઇ તરીખે માલ–પગાર અગર તેવુંજ કોઇ ખોટું નામ હોય ત્યારે એ ચેકને બેરર ચેક ગણવામાં આવે છે. પણ હમણાં હમણામાં આવા ચેકો પર ડ્રોઅરની સહી લેવાનો રીવાજ છે.

ઓર્ડર ચેકના પર ધણી ફક્ત પોતાની સહી કરે તો બેરર થાય છે.

જો ચેક લખનાર ધણીના ખાતામાં ચેકમાં લખેલી બધી રકમ આપી શકાય તેટલી શીલક હોય નહિ તો બેંકર થોડી રકમ ચેક પેટે આપે નહિ. અને ચેક પગાર કરવાની ના પાડી શકે. જો રૂ. ૧૦૦) નો ચેક લખ્યો હોય ને ખાતામાં રૂ. ૯૯) ની શીલક હોય તો બેન્કર ચેક સ્વીકારવાની ના પાડી શકે છે, પણ આબરૂદાર ઘરાકે આવી રીતે ચેક લખ્યો હોય તો બેંકર આવું સખત પગલું લે નહિ; પણ ચેકના નાણાં આપી પોતાના ખાતેદારને રૂપીઆ મોકલી આપવાનું લખી મોકલે.

બીલ ઑફ એકસચેઇન્જની વ્યાખ્યામાં તારીખનો સમાવેશ થતો નથી. તેથી જો ચેક વગર તારીખનો લખ્યો હોય તો જે ધણી પાસે તે ચેક આવે તે તારીખ ભરી શકે; અને ચેક લખ્યો હોય તે પહેલાની તારીખ નાંખવામાં આવે; લખ્યા પછીની તારીખ નાંખવામાં આવે અગર રવીવારે લખવામાં આવ્યો હોય તો તે ગેરકાયદેસર થતો નથી. પણ પોસ્ટ ડેટેડ ચેક લખનાર ધણી જો ચેકને નેગોશીએટ કરે તો સ્ટામ્પ એકટના કાયદાના ગુન્હામાં આવી શકે. પણ જો પોસ્ટ ડેટેડ ચેક લખવામાં આવે અને પેઇ તારીખ આવતા સુધી પોતાની પાસે રહેવા દે તો કોઇ પણ જાતનો ગુન્હો થતો નથી.

બેંકર પોતાના ખાતેદારની સહી જાણવાને બંધાએલો છે. તેથી સહી પારખવાને માટે જુદા જુદા ટેસ્ટ લગાડવાનો તેને હક છે. માણસોના અક્ષરમાં ફેરફાર થાય છે. માટે જો નમુનાની સહી અને ચેક પરની સહીમાં ફેર લાગે તો બેંકરને પોતાના રક્ષણ માટે આવા ચેક પગાર નહિ કરવાનો હક છે. જો કોઇ બેંકર પોતાના ખાતેદારના જેવી સહીના ચેકના નાણાં પગાર કરે અને તે સહી ફોર્જરી છે એમ સાબીત થાય તો તે ચેકના નાણાં ખાતેદારને ખાતે ઉધારી શકે નહિ અને જો ખાતેદારે ચેક બુક રાખવામાં ગફલતી કરી હોય તો પણ બેંક તે નાણાં ગુમાવે છે.



# સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેંક લી૦

કણપીઠ બજાર-સુરત

બહાર પાડેલું શેરનું ભંડોળ રૂ. ૧૦૦,૦૦૦
વસુલ આવેલું શેરનું ભંડોળ રૂ. ૪૦,૯૬૦
બેંક પાસેનું એકંદર ભંડોળ રૂ. ૩૮૨,૨૫૩

આ બેંકમાં નીચેનું કામકાજ કરવામાં આવે છે;—

**બાંધી મુદતની થાપણ:**—બાર માસની બંધીની **તેમજ** ટુંક મુદતની-થાપણો લેવામાં આવે છે; જેના વ્યાજના દર બેંકમાં પૂછવાથી જણાવવામાં આવશે.

**સેવીંગ બેંકની થાપણ:**—બચત ખાતામાં ચારઆના જેટલી નાની રકમ લેવામાં આવે છે; અને દર પાંચ પાંચ રૂપીઆની રકમ પર દર વર્ષે દર સેંકડે ચાર ટકા લેખે વ્યાજ આપવામાં આવે છે.

**ચાલુ ખાતાં:**—સારા ઘરાકોના ચાલુ ખાતાં ખોલવામાં આવે છે, અને તેમાં રોજની જમા બાકીપર દર વર્ષે દર સેંકડે ૨।। ટકા લેખે વ્યાજ આપવામાં આવે છે.

**લોન તથા ઓવર ડ્રાફ્ટસ:**—બેંકના શેરહોલ્ડરોની શાખ નક્કી કરીને બે જામીનોની જવાબદારી લઇ અગર બીજી સારી મીલ્કત તારણમાં રાખી બેંકનાં-ભાગીદારોને બેંકના પેટા નિયમોને અનુસરીને વ્યાજબી કારણસર બાંધીમુદત માટે અગર ચાલુ ખાતે ઓવર ડ્રાફ્ટ ધીરવામાં આવે છે.

**હુંડી પત્રીનું કામકાજ:**—મુંબઇ, કલકત્તા વગેરે દેશાવરોપર ચેક લખી આપવામાં આવે છે; તેમજ હિંદુસ્થાનના કોઇપણ શેહેરના ઉપરની દર્શણી તેમજ મુદતની હુંડીઓ ખરીદ કરવામાં આવે છે અગર વસુલ કરવા માટે લેવામાં આવે છે.

વધુ વિગત માટે નીચે સહી કરનારને મળો:—

**વંદ્રાવન છોટાલાલ જાદવ.**
બી. એ.
મેનેજીંગ ડીરેકટર.

## ધી બૉમ્બે સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટ્યુટની ગુજરાત વિભાગી શાખા પાસેથી મળી શકતાં પુસ્તકોની યાદી.

| | | |
|---|---|---|
| ૧ | વ્યવસ્થાપક પંચોનો શિક્ષક. | ૦-૧૨-૦ |
| ૨ | સહકાર પ્રવૃત્તિ. | ૦-૧૨-૦ |
| ૩ | ખેતી સુધારણા યાને ગ્રામ્ય શરાફી મંડળી. | ૦- ૨-૦ |
| ૪ | શરાફી વ્યવહાર યાને બેન્કીંગ. | ૦- ૪-૦ |
| ૫ | શેહરો માટે સહકારી બેન્કો. | ૦- ૪-૦ |
| ૬ | સહકારથી ખેતી સુધારવાની કેટલીક રીતો. | ૦- ૧-૦ |
| ૭ | સહકારી કાયદો. | ૧- ૮-૦ |

